# વિશ્વ વિરાટ પ્રેમમૂર્તિ—અકારણ કરૂણા કરનાર
## કરૂણામય કંગાલ
## શ્રી હરનાથ ઠાકુર



શ્રી ચરણ તરફ આંગળી બતાવી કહે છે;

"ક્ષણિક જીવનમાં નિત્ય સુખ અનુભવવું હોય તો મારા ચરણનું શરણ ગ્રહણ કરો, પ્રભૂપ્રેમનું પાન કરો."

સર્વનું અમૃત હરકુસુમ છે, તે હરકુસુમનું આ અમૃત છે;
પ્રેમપાન કરો, રસપાન કરો, રસના હૃદયને પ્રાણવડે
પ્રિયપાન કરો !




આવૃત્તિ પહેલી ] [ સંવત ૧૯૯૬

સને ૧૯૪૦. વિજયા દશમી.

પ્રગટકર્તા—વિઠ્ઠલદાસ નાથાભાઈ મહેતા. ( ઓ. બી. ઈ. )

કીંમત ૧–૦–૦

કમલ-કાન્ત પ્રિં. પ્રેસ મુંબઈ. ૪.

આત્મીય માતાપીતા અખંડ સૌ. **શ્રીમતિ ભાનુમતિ** તેમજ

ચી. **ચાણુક્ય**, કુ. **સ્નેહલતા** અને કુ. **કુંદમાળા** વગેરે તથા પૂજ્ય

**ડા. આત્મારામ ગંગાદાસ મરચંટ.**

૬૦—કબુતરખાના—ભુલેશ્વર,

હાલ-**ઇન્દ્રભુવન**, ૧૦૧, વાલકેશ્વર રોડ, મુંબઇ.



તમોશ્રી! આત્મબંધુ થયાં પ્રથમ પરિચયની થોડી મીનીટમાં ....ભજન શેવકનાં સંબંધે મને રાખ્યો તમારા ભજન સંગમાં ! વરસનાં વરસ રાતનાં નિયમિત છ છ કલાક પાયાં ભજનામૃત મજ જેવા કંગાલ... દિનને...પરમપૂજ્ય ભગવાન હરનાથ ઠાકુરનાં નામેત્ર કેવલ નાં સિધ્ધાન્તનો સાક્ષાત્કાર થયો તમારા પરિચયમાં.....મને તમોશ્રીયે ભજન-ભોજન અને બક્ષીશથી સમૃધ્ધ કીધો હૈયાના હેત સહિત—આ સર્વ તમો શ્રીનાં ઉપકારનાં બદલામાં હું શ્રી હર-કુસુમામૃતનાં ભજનોની તમારી પ્રિય વસ્તુ સાથે પુજ્ય આત્મીય માતાપિતાનાં પવિત્ર નામને અંકિત કરી સ્નેહાંજલી અર્પું છું તે સ્વિકારશોજી.

ઉપકારપરવશ દાસ,

**વિનયકાન્ત.**

# પુજ્ય આત્મબંધુ ડાકટર આત્મારામ ગોવીંદાસ મરચંટના પુત્રી કુમારી સ્નેહલતાયે પોતાના પીતાનું, શ્રી. વિનયકાંતની મદદથી રચેલું ભાવ ચિત્ર કાવ્ય.

[ રાગ—ઠુમરી ]

તોયે પણ નહિ જાણ્યા અમે તો, બાપુજી! તમે છો આવા રે.
સાથે રહ્યાં પણ જાણ્યા નહિ કે, તમે દેવાંશી સુદામા રે......તોયે. ૧
પારણીયે પોઢાડી ઝુલાવ્યા, હવે ઝુલાવો હીંડોળે રે,
હીર ચીર ને હીરા મોતીથી, ઝળકાવ્યા ઝાકમ ઝોળે રે......તોયે. ૨
ખાન પાન ને (ગરબા) ગાન તાનમાં, ગુલતાન અમોને રાખો રે,
કદી કડવું કદી લટ્ટુ પટ્ટુ થઇ, હિત બોધ દીધા નવ લાખો રે......તોયે. ૩
તનની મનની વેદના વેઠી, કરો છો અમારી સેવા રે,
દિવસ રાત ઉજાગર રહીને, તત્પર છો દેવા મેવા રે......તોયે. ૪
કુટુંબ સ્નેહની સજ્જડ સાંકળથી, બંધાઇ રહ્યા છો આજે રે,
સ્નેહ સંપના ભવ્ય મંદિરમાં, રાખ્યા છે સુખ સાજે રે......તોયે. ૫
હરપળ હાજર મોટર ડૉકટર, હાજર સુખના સાધન રે,
લાલન પાલનથી લાડ લડાવો, તમે કુળ દીપક મહાજન રે......તોયે. ૬
અણમોલા અનુભવના રત્નો, સહુ તમ પાસેથી લે છે રે,
વકીલ ડૉકટર વૈદ્ય વિદ્વાનો, તવ સંગ સાથમાં રહે છે રે......તોયે. ૭
પંડીત શાસ્ત્રી સંત સાધુથી, સત્સંગ કરો દીન રાતે રે,
ભજન ભોજન બક્ષીસ આપીને, રાખો છો સુખ સાજે રે......તોયે. ૮

કડવાં વેણુથી મીઠાં નેણનાં, સ્નેહ અમૃત પાયો છો રે,
ગુણ ગોરવની ગુણીયલ મુર્તી, ભાવ સમાન ધરો છો રે......તોયે.
તનડાં બાવી મનડાં વલોવી, કુટુંબ હીન ચહો છો રે,
કુટુંબી જનના સુખ સંપ કાજે, સદા સંકટ સહો છો રે......તોયે. ૧
સંપ શાંતિ ને મન પ્રસનતા, એ ધન સંપત્તિને લાવે રે
કહ્યું તમે ને અમે સાંભળ્યું, પણ કર્યું નહિ અભાવે રે......તોયે. ૧
માત પિતાની પૂજ્ય મુર્તિને, ભાવ અશ્રુથી પુજો રે.
સરળ હૃદયના મૃદુ ભાવથી, ગુણ કમળ પર ગુંજો રે......તોયે. ૧
ગૃહસ્થ ત્યાગી ઉર વૈરાગી, અનુરાગી હરી ગુણે રે,
કદી કોઇનું દિલ દુભાયે, તો શોચ કરે શો ગુણે રે......તોયે. ૧
પૂજ્ય વંદનીય રક્ષક પોષક, સુખ દાયક લાયક નાયક રે,
દયા નમ્રતા ઉદાર ચરીતા, ભાર વાહક સહાયક રે......તોયે ૧
લાખ કરોડ કોટીક પુન્યે, પીતા આવા મળે છે રે,
**લતા** પુત્રીની આ નમ્ર પ્રાર્થના, બાપુજીને આરોગ્ય સુખ દેજો રે...તોયે. ૧

ભુલેશ્વર,
મુંબઇ.

હું છું તમારી પુત્રી
**કુમારી સ્નેહલતા**

॥ શ્રી શ્રીકુસુમ હરનાથાય નમઃ ॥

# શ્રી હરકુસુમામૃત

પ્રગટકર્તા—વિઠ્ઠલદાસ નાથાભાઇ મહેતા
( એ. બી. ઈ. )

સંવત ૧૯૯૬ * આવૃતિ પહેલી * સને ૧૯૪૦

કીંમત ૧-૦-૦

સ્વ૦ પુજ્ય પીતાશ્રી રણછોડદાસ લાલજી કોટક.



તમારા અગણિત ઉપકારનાં સ્મરણ માટે તમારૂં
પ્રાતઃસ્મરણીય નામ "હરકુસુમામૃત" સાથે અંકીત
કરી–"આ અમૃતાંજલી અર્પું છું" હું છું તમારો ઋણી

બાળક નારણદાસ.

## સ્વ૦ પુજ્ય માતુશ્રી ઝવેરબાઈ



તમારા અગણીત ઉપકારનાં સ્મરણ માટે, તમારૂં પ્રાતઃસ્મરણીય નામ "હરકુસુમામૃત" સાથે અંકીત કરી-આ અમૃતાંજલી અર્પું છું! હું છું તમારો ઋણી

બાળક નારણદાસ.

# સમર્પણ

## શ્રીયુકત ભકત પ્રવર એકાંત પ્રેમી !

### શ્રી. નાથાભાઇ નરોતમદાસભાઇ મહેતા.

**શ્રી સુરતનિવાસી.**

જેમ તમોશ્રી ઠાકુરહરનાથજીનાં પ્રિયજન છો, તેમ ગુજરાતમાં હરનાથઠાકુરનો અસંખ્ય મનુષ્યોને પરિચય કરાવનાર પણ તમો પહેલા આદર્શ હરભકત છો. તમારૂં હરપ્રભુ સાથે આત્મૈકય થયું છે તેમ તમોને આકર્ષક–પ્રેમભકિતનો અખૂટ ખજાનો મળેલો છે. તમારા સવંશનાં હંશગોપાલ શ્રી હરનાથ પ્રેમ પ્રભુ છે. તમો મારા જેવા અભાજનને પણ ભકિતનું દાન આપો છો અને અકારણ કરૂણા કરો છો.

"સંત ભકતની કૃપા થતાં, કંઇ સાધન કરવું પડતું નથી;
કૃષ્ણ પ્રાપ્તિ સ્હેજે થાય છે, ગોળ જેવી વાત કહું કથી."

તમો આદર્શ ભકત છો અને તમારી કૃપાથી હરકૃષ્ણની પ્રાપ્તિ થાય છે. ગુજરાતમાં અનેક ભકતો એ વાતનાં પુરાવા રૂપ છે. આવા ઉદારગુણોથી આકર્ષાઇને આ તમારા જ પ્રાણવલ્લભ શ્રી હરકુસુમનાં ચૈતન્ય રસ લીલાનું શુક્ષ્મ સ્વરૂપ "શ્રી હરકુસુમામૃત" તમો શ્રીનાં કર કમલમાં નમૃભાવે સમર્પણ કરૂં છું તે સ્વિકારી નિત્યનો ઉપકૃત કરશો.

તમારો હિતયાચક

વિનય.

# બે બોલ

**પ્રિય વાંચક બંધુ!**

શ્રી હરકુસુમામૃત નામની આ પુસ્તિકાને માટે હવે વાણીનાં વેપારની જરૂર નથી. સાકર કે ગોળને, રસ કે મધને, જેમ વાણીથી વર્ણવવા જરૂર પડતી નથી, પણ તેનો જીભથી સ્વાદ લેતાં જ રસસ્વાદ અનુભવી શકાય છે તેમ શ્રી હરકુસુમામૃતનાં રસના હૃદય અને પ્રાણથી ફરી ફરી સ્મરણ કરવાથી નિશ્ચય અનુભવ થાય છે, નહિ કે વાણીથી...

મારા જેવા ભિખારીનો આ ભંડાર છે, અને નિરસ–જડ, મૃત માનવીનું ચૈતન્યરસામૃત છે. કૃપાથી મળેલું આ દિવ્ય પ્રેમનું દાન છે. જેમાં શ્રી હરકુસુમનાં નિત્ય લીલારસ ચેતનનાં વિલાસનો વિકાસ છે. શ્રી હરકુસુમનાં નામમાંથી મારા અલ્પ જીવન દ્વારા નિર્ઝરેલી તેઓ શ્રીની ચરિત્ર સુધા આ શ્રી હરકુસુમામૃત છે.

આ શ્રી હરકુસુમામૃતમાં નીચે મુજબ અમૃતઅંજલી પ્રગટ કરેલ છે.

( ૧ ) નિતાઇ સ્વરૂપ શ્રી અટલ બિહારીએ છપાવેલા 'પાગલ હરનાથ' બંગાલી પુસ્તકનાં ચાર ભાગમાંથી ચુંટેલા પત્રો ગુજરાતી, હીંદી તથા અંગ્રેજી.

( ૨ ) સુરતનિવાસી ભક્ત–શિરોમણી શ્રીયુત નાથાભાઇ નરોતમદાસ તરફથી સને ૧૯૧૨ મા પાગલ હરનાથનાં ગુજરાતી પત્રોમાંના થોડા પત્રો...

( ૩ ) શ્રી કુસુમ હરનાથનું જીવન ચરિત્ર.

( ૪ ) શ્રી હરનાથ ગુણમાલા.

( ૫ ) શ્રી કુસુમહરનાથનાં (સ્વાનુભવ) ભજનો.

( ૬ ) શ્રી યુગલ સ્વરૂપની છબી, વગેરે.

ઉપર મુજબ છ अमृतांजलीथी આ શ્રી હરકુસુમામૃત પુસ્તકને અલંકૃત કરેલ છે.

આ હરકુસુમામૃતને પ્રગટ કરવામાં ઠાકુરશ્રી હરનાથનાં ભકત શ્રીયુત જેઠાલાલ રેવાશંકર ઠાકર તથા તેમનાં ધર્મ પત્ની શ્રીમતિ સૌ. સુમનાગૌરીનાં દ્રઢ સંકલ્પની સહાનુભૂતિ સાથે દરેક આર્થિક સહાય મળેલી છે, તે માટે તેઓનો હું રૂણી થયો છું. પ્રેમીયુગલ કુસુમહરનાથ તેઓને નિત્યસુખ આપો એ પ્રાર્થના છે.

શ્રીમાન શેઠ નારાણદાસ રણછોડદાસ કંટોલે પોતાના પૂજ્ય સ્વ. માતા–પિતાનાં સ્મરણ માટે કોપી સવાશો લઇને પવિત્ર ભાવગ્રાહી મદદ કરી છે. તે માટે ઉપકારવશ થયો છું.

શ્રીમાન શેઠ કીશનદાસ ત્રિભોવનદાસ મંગલદાસે તથા તેમનાં ધર્મપત્નિ સૌ. નાગમતિબાઇએ પોતાનાં નાનાપુત્રી કુમારી ઉર્મિલા બહેનનાં સ્મરણ માટે પ્રતો લઇને અમોને આત્મ ઉત્સાહ આપ્યો છે તે માટે હંમેશાં તેમનાં રૂણમાં દબાયો છું.

પ્રેમ પ્રભુ ઠાકુર! સહાયકોનું તથા વાચકોનું અને મુદ્રકનું અંતિમ કલ્યાણ કરો એ નમ્ર પ્રાર્થના છે.

પ્રકાશક

દિનાતિદિન

**વિનયકાન્ત કૃપાશંકર ઉદાણી.**

# નામ પ્રયોગથી નામીને પ્રગટ કરવાની

## અનુભવસિદ્ધ મહાકળા.

નામ મહાત્મ્યના પ્રકાશક સાક્ષાત પ્રેમસ્વરૂપ પાગલ હરનાથનો 'પ્રભુ પ્રાપ્તિ' નો સિદ્ધ પ્રયોગ નીચે મુજબ છે.

( ૧ ) તમો જે દેવને માનતા હો તે દેવને માનો, તે ભગવાનને ભજો પણ જેમ નાક અસંખ્ય છે અને પવન એક છે; આંખો અસંખ્ય છે અને સૂર્ય એક છે; તેમ ઇશ્વરનાં નામ અનેક છે, અને નામી એક છે તે ખૂબ યાદ રાખજો.

( ૨ ) નામી કરતાં નામ મહાન છે.

( ૩ ) નામને મહાન સમજી, સતત નામસ્મરણ કરવાથી નામી પ્રગટ થાય છે.

( ૪ ) નામનું સતત સ્મરણ કરવા સાથે વાણીથી સુભાષિત થવાની અચૂક ટેવ રાખજો. વાણીની સુભાષિતતા વિના સઘળું નિષ્ફળ થઇ જાય છે.

( ૫ ) સુભાષિત મૌનવ્રતનું નિત્યપાલન કરજો.

( ૬ ) સતત નામ સ્મરણથી હૈયા હોઠની ઐકયતા સિદ્ધ થાય છે. ઐકયતા થયા પછી જેમ ઇલેકટ્રીકનું બટન દબાવતાં પ્રકાશ થઇ જાય છે તેમ હૈયાં હોઠની ઐકયતા થયા પછી શબ્દે શબ્દે અક્ષરે અક્ષરે પ્રભૂ પ્રગટ થયા કરે છે.

ઉપરનાં છ નિયમોનું પાલન કરવાથી 'ઇષ્ટ પ્રાપ્તિ' થાય છે. શ્રી હરકુસુમામૃત પુસ્તકમાં તમો 'ઇષ્ટ પ્રાપ્તિ માટે નામ સ્મરણ' એ જ એક માત્ર પ્રયોગ-સાધન છે, એ અક્ષરે અક્ષરે જાણી શકશો.

પ્રેમી યુગલ કુસુમ હરનાથનો પ્રભૂપ્રાપ્તિ માટે સફળ કાર્યક્રમ પહેલાં સુભાષિત થાઓ, પછી પ્રભૂ નામ ગાઓ પછી સતત નામસ્મરણ કરી હૈયા હોઠથી એક થાઓ. બસ હૈયા હોઠથી એક થયા કે નિત્ય પ્રભુ પાસે.

ઉપરનો કાર્યક્રમ તમો જીવનમાં આચરશો તો અનેકને તે કાર્ય-ક્રમમાં ભાગીદાર બનાવી 'આદર્શ મનુષ્ય' થઇ જીવન કૃતાર્થ કરી શકશો.

સહુને નામથી નામીની પ્રાપ્તિ થાઓ એ નમ્ર પ્રાર્થના છે, પ્રેમ પ્રભુ પ્રત્યે.

મહાઘૃણીત—વિનય.

# કુમારી ઉર્મિલા દેવીનું ગુણ ચિત્ર.

મુંબઇનાં મેયર સર મંગલદાસનાં પ્રપૌત્ર કીસનદાસ ત્રિભોવનદાસનાં રાજવૈભવ શાળી કુટુંબમાં કુમારી ઉર્મિલા દેવીનો જન્મ મુંબઇમાં સને ૧૯૨૦ ના કારતક સુદ ૨ ને શુભ દિવસે થયો. તેમનાં માતુશ્રીનું નામ સૌ. તારામતિ છે અને—મોટી બેનનું નામ લીલમ છે.

કુમારી ઉર્મિલા ૭ માસની બાળકી હતી ત્યારે તેમનાં માતા પીતા સાથે લંડન ગઇ હતી અને દશ વરસ સુધી લંડનમાં રહી અંગ્રેજી રીત રીવાજ મુજબ બાળ શીક્ષણ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૩૦ માં લંડનથી પાછા મુંબઇ આવ્યા.

કુમારી ઉર્મિલાને પગે હાડ ગંભીર જેવો પગનાં હાંડકાનો રોગ થયો અને તે સમયથી પૂર્વ જન્મનાં દૈવી ગુણના પ્રગટ ભાવનું કુમારી ઉર્મિલાનાં નિત્ય જીવનમાં દર્શન થવા લાગ્યું.

અંગ્રેજી સંસ્કારથી રંગાયેલા શ્રીમાન શેઠને ડાક્ટરોની સલાહ લેવામાં જરા પણ ઓછપ ન હોતી--કુ. ઉર્મીલાનાં પગનાં હાડકાનાં દરદ માટે મોટા મોટા નામચીન ડાકટરોને બોલાવવમાં આવતા પણ કુ. ઉર્મીલાયે ડાકટરનો ઇલાજ નહી કરવાની ઘસીને ના પાડી અને કહ્યુ કે, "પપા! હું ડાકટરોથી ડરૂં છું પણ દરદથી ડરતી નથી. મને મુંબઇમાંથી બહાર એકાંત જગામાં લઇ જાઓ મને એકલા રહેવું ગમે છે."

કુ. ઉર્મિલા તેમનાં મા બાપને અતિ લાડીલી હતી એટલે તેમનો પડતો બોલ ઝીલી લેવામાં ઢીલ થઇ નહી અને જુહુમાં એક બંગલો લઇ ત્યાં રહેવાનું રાખ્યું. જુહુનાં દરિયા કિનારે એકાંત સ્થાન કુ. ઉર્મિલાને અનુકુળ આવ્યું. અને શ્રીં માન શેઠ દ્વારકાદાસ કલ્યાણદાસ કે જેઓ ભગવાન હરનાથ ઠાકુરનાં અનન્ય ભકત હતા તેઓનો અનાયાસે પ્રથમ સંગ થયો. આ સંગ થતાં કુ. ઉર્મિલાના પ્રાણથી પ્રભુ પ્રેમનો રંગ પ્રગટવા લાગ્યો. શ્રીમાન શેઠ દ્વારકાદાસે વચન

આપ્યું અને ચાર આઠ દિવસે કલાકોનાં કલાકો કુ. ઉર્મિલાને પ્રભુ ભજન સંભળાવવા લાગ્યા.

હવે કુ. ઉર્મિલાને વૈભવ વિલાસ હોવા છતાં તેનો મોહ નથી બાગ બંગલા મોટર-ઘોડા-હીરા રત્ન- રેશમ જરીયાન-પલંગ હીંડોળા ઇત્યાદિ અનેક સુખ સંપતિ હોવા છતાં તે તરફ તેનું ચિત્ત ન હોતું પણ ફક્ત 'ભજન ભજન' તરફ ચિત્ત ચોંટેલુ રહેતુ હતું

કુ. ઉર્મીલાની નિર્દોષતા નમુનેદાર હતી-તેનીમધુર વાણીમાં કોમળતા અને સરલતાનું એવું મધુર મીલન હતું કે તે થોડા માયાળુ શબ્દો બોલીને સામાના દિલને મુગ્ધ કરી દેતી હતી. તેનાં ચહેરા ઉપર દૈવી તેજ ચમકતું હતું-તેની આંખોમાં દીવ્યતા દેખાતી હતી. અને તેનાં અંતરમાં પ્રભુભકિતની ભવ્યતા ભભકતી હતી.

કુ. ઉર્મિલાને સુકુમાર બાલદેહ હતો પણ દેહનું મમત્વ નહોતું. વૈભવ વિલાસનાં સુખ સાધનો હતાં પણ મનમાં વૈરાગ હતો. દેહમાં દરદ હતું પણ દરદની પીડા નહોતી; કારણકે તે મીરાં પેઠે રાજબાળા હતી પણ ભજનમાં લયલીની અને ભકિતમાં ભાવભીની રહેતી હતી.

આ ગુણ ચિત્રનાં લેખકને લઘુમીરાં ઉર્મિલાનાં ભજન સંગનો અંત સુખી સેવક તરીકે લાભ મળેલો છે. સવારથી તે રાતનાં બાર વાગ્યા સુધી કુ. ઉર્મિલા પાસે હું ભજન ગાયા કરતો અને તે ખુશીથી સાંભળ્યાજ કરતી હતી. ભજનામૃત કથામૃતનું પાન કરતાં તે કદી થાકતી કે કંટાળતીજ નહોતી. ઉર્મીલા કહેતી કે: "ભજન એજ મારો પ્રાણ છે. ભજન એજ મારૂં સાચું સુખ છે." કુમારી ઉર્મીલા સતત ભજન સ્મરણમાં અઢાર કલાક ગાળતી હતી પણ બાળ રમતમાં એક કલાક ભાગ્યેજ ગાળતી હતી. ઉઠતાં બેસતાં ભજન-ખાતાં પીતાં ભજન-ફરતાં હરતાં ભજન-જાગતાં ઉંઘતા ભજન-રેકૉર્ડમાં તો ભજન-સતાર સારંગીમાં તો ભજન-માતાજીની

કે સત્યનારાયણજીની કથા પુજામાં તે ભજન-આવી ભજનઘેલી ઉર્મિલાયે માતાપીતાને તથા સગા સંબંધીને ભજન પ્રેમથી પ્રભુભકિતને લ્હાવો આપ્યો.

પ્રેમશ્લોક ભગવાન હરનાથ ઠાકુરનાં વચન પ્રમાણે, 'અલ્પ ભોજન અને અનલ્પ ભજન કરનારનાં સર્વ ભયચિંતા, ભય પામીને ભાગી જાય છે અને જીવને ક્ષણીક જીવનમાં નીત્યસુખનો અનુભવ થાય છે.' આ વાકયને કુ. ઉર્મીલાયે પોતાનાં અલ્પજીવનમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું છે.

ક્ષણીક જીવનમાં નીત્યસુખની સાક્ષાત બાળ મુર્તી જેવી-ભજન પ્રાણની ભાવપુતલી જેવી-હૈયા હોઠની ઐકયતાથી દીલજીત દેવી જેવી અમારી લઘુમીરાં કુ. ઉર્મીલા મોટાં સંતને જ્ઞાન આપવામાં સમર્થ હતી. આ પુસ્તકમાં છાપેલી કુમારી ઉર્મીલાદેવીની પ્રતીછબી તરફ તમો જોશો તો, ભજન મુગ્ધવદન-ભાવભીની આંખડલી-અને ભજન લયલીની ભ્રકુટી-દ્વારા એક હાથ નિચે અને બીજો હાથ ઉંચે રાખી સુચવે છે કે;

"સુખ દુઃખ કેરા તરંગમાં, ઉર્મી ભુલી જવા ભગવાન;
અંજલી અંજલી ઝેર પીવું, એ બેઉ વાત સમાન.
રહો સદા પ્રભુ નામમાં ચકચુર-પ્રભુ નામમાં મશગુલ.
મોટામાં ઉર્મિ અતિ મોટું, મહા મોટું છે નામ;
પ્રભુ થકી પણ પ્રભુ ઉર્મિનું, મહા મોટું છે નામ."

પ્રેમ શ્લોક ભગવાન હરનાથનાં ઉપલા વાકયને કુ. ઉર્મિલાયે પોતાનાં અલ્પ જીવનમાં આચરી દેખાડયું અને વિ. સ. ૧૯૭૨ નાં પોશ શુદ ૧૨ ને દીવસે સ્વર્ગવાસ થયો.

કુમારી ઉર્મિલા દેવીની પેઠે તમો અને અમો પણ આ "હર કુસુમામૃત" નું સત્ય આચરીયે અને સાચું સુખ અનુભવીયે એ અભિલાષા છે.

કુ. ઉર્મિલાનો ભજન શેવક
**વિનય.**

# ભૂમિકા.

[પાગલ હરનાથ–બંગાલી ભાગ–પહેલા બીજાની ભૂમિકાનું
ગુજરાતી ભાષાંતર.]

શ્રીગુરૂ અને વૈષ્ણવજનની કૃપાથી, અમારા ભાવમય ભીખારી—દયામય દરિદ્ર અને કરૂણામય કંગાલ એવા અકૃત્રિમ કંગાલનાં ઠાકુર કે જે, મારા જેવા અધમ મનુષ્યોનાં આશ્રયરૂપ–પતિતને પાવન કરનાર છે; તે શ્રી હરનાથ ઠાકુરનાં નિર્મળ–કોમળ હૃદયનાં પવિત્ર ભાવોચ્છવાસથી રસ સુગંધયુક્ત–સંપૂર્ણ ખીલેલાં કમળનાં જેવાં પત્રો આજે હું અંતરની પ્રીતિ સહીત ભકતવૃંદની સામે ભેટ ધરૂં છું. ભકતજનો આ પત્રાવલીમાં રહેલાં ઉપદેશ–રત્નોને જો ભક્તિ સહીત કંઠે–હૃદયે ધારણ કરશે તો તેઓ શાશ્વત શોભાથી શોભાયમાન બનશે તથા પરમાનંદની પ્રાપ્તિ કરી સંપૂર્ણ તૃપ્તિનો અનુભવ કરશે. એ નિ:સંશય છે.

જેમ ઘોરકલીયુગનાં જીવોની અઘોર દુ:ખમય દશા દેખીને પરમ દયામય સ્વયંભગવાન શ્રી કૃષ્ણચંદ્ર, કલિપાવનાવતાર શ્રી ગૌરાંગરૂપે શ્રી નવદ્વીપમાં ચારશો વરસપૂર્વે માનવ દેહ ધારણ કરીને 'નામ પ્રચાર દ્વારા' જીવોનાં ઉદ્ધારનું સાધન સ્થાપન કરી ગયા છે; તેજ પ્રમાણે આજે 'નામ પ્રેમનાં સાધન તત્વ દ્વારા' અમારા અપ્રતિમ દયામય દયાલ ઠાકુરે પણ, અમારા જેવા સેંકડો–હજારો કે લાખો વિષયાસકત–માયામુગ્ધ મનુષ્યોને હરિનામાસક્તિયોગનું મહાત્મ્ય પ્રત્યક્ષ બતાવ્યું છે અને બતાવે છે; એટલુંજ નહિપણ હરિપ્રેમનું દાન આપી કૃત કૃતાર્થ કરે છે....અહા! જેની દયા અપાર છે!

આજે હું પણ તેનાં પ્રસાદથી દેવદુર્લભ હરિ પ્રેમના આસ્વાદાનુભવ કરવા ભાગ્યશાળી થયો છું; છતાં પણ તેનો મહિમા જાણવા શકિતમાન થયો નથી. જેમ એક ક્ષુદ્ર જંતુ સાગરનો પાર પામી શકતું નથી તેમ હું ક્ષુદ્ર જંતુ જેવો ઠાકુરનો પાર પામી શકતો નથી !!

દયાલનિતાઇની પેઠે આચાંડાલનાં ઉપર કરૂણા કરવાનો કરૂણામય કંગાલભાવ તથા મહાભાગવત હરિદાસ ઠાકુરની પેઠે હરિનામમાં અચળ નિષ્ઠા-અડગશ્રધ્ધા, એમ બંને મહાપુરૂષનાં ઉભયગૂણો અમારા ઠાકુરમાં એકી સાથે રહેલા છે. આવા ગુણોનું હું નિત્યપ્રત્યક્ષ દર્શન કરૂં છું અને અંતરમાં અનુભવું છું છતાં પણ હજુસુધી હું મારા ચંચળ ચિત્તને તેવા ભાવથી ભૂષિત કરવા શકિતવાન થયો નથી. પરંતુ હું નીરાશ થતો નથી; કારણ કે-અમારા ઠાકુરનાં શ્રીચરણમાં મારા હૃદયને ભકિતપૂર્વક સમર્પણ કરી હું શરણાગત થયો છું; માટે કોઇ દીવસપણ તેઓનાં કૃપા બળથી સર્વ આશા સફળ કરી શકીશજ. હું ભકતજનોને બે હાથ જોડી વીવેકપૂર્વક પ્રાર્થના કરી કહું છું કે, **આ દુઃખદાયક સંસારમાં જેઓ રોગ** શોગથી પીડાતા હોય, જન્મ મરણનાં દુઃખ ચિંતાથી દાઝેલા હોય-ઉલટા કે સાંકડા સંજોગોમાં નિષ્ફળતાથી સંડાવાયા હોય, રોકી શકાય નહી એવા ઇંદ્રીયોનાં વિકારોની આંતરીક વેદના ભોગવી રહ્યા હોય તેઓ, જો અમારા અપ્રતિમ દયામય દયાલ ઠાકુરનાં શ્રીચરણનો આશરો લઇને ઠાકુરનાં ઉપદેશ મુજબ દુર્લભ મનુષ્ય જીવનનો કાર્યક્રમ નક્કી કરી ચાલશે તો પાપ, તાપ, પરિતાપથી મૂક્ત થઇ નિત્યશાન્તિનો અને પ્રેમનાં આનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી થશે. મને જે સત્ય અનૂભવ થયો છે તે હું નિચે લખું છું.

(૧) જેઓ કોઇ દેવ ચૈતન્યને માનતા ન હોય તેઓએ અમારા ઠાકુરનાં શ્રીચરણનો આશરો લેવો.

(૨) જેઓને ધર્મ શાસ્ત્રોએ પણ ઘૃણાપાત્ર ગણ્યા હોય તેઓએ **અમારા ઠાકુરનું નામસ્મરણ કરવું.**

(૩) જેઓ પ્રસિદ્ધ પાપી-તાપી અને શ્રાપીત હોય તેઓએ **અમારા ઠાકુરનો પ્રસાદ મેળવવો.**

(૪) જેઓ ઘૃણિત-નિંદિત અને મહાદોષીત હોય તેઓએ **અમારા ઠાકુરનો ઉપદેશ આચરવો.**

અર્થાત:—નાલાયક-નિષ્ફળ-નિર્બળ-દરિદ્ર-અશક્ત કે ગૂણરહીત મનુષ્યોને પરમસુખશાંતિ મેળવવા માટે અને ક્ષણિક જીવનમાં નિત્યસુખમય જીવનનો નિર્ભય આનંદ અનુભવવો હોય તો અમો સહુ કોઇને અમારા અપ્રતિમ દયામય દયાલ હરનાથ ઠાકુરનાં શ્રીચરણનો આશ્રય લેવા સમાન-આત્મ અભેદ ભાવે નિષ્કામ બુદ્ધિથી હું નમ્ર ભાવે પ્રાર્થના કરૂં છુ.

લોખંડને સ્પર્શમાત્રથી સોનું બનાવવાનો ગુણ અમૂલ્ય પારસ મણીમાં છે પણ તે સહુને પ્રાપ્ત થતી નથી, પણ સુવર્ણ સહુને સ્હેલાઇથી પ્રાપ્ત થાય છે તેમ મનુષ્યોનાં જીવન વહેવારમાં ઘણું ઉપયોગી પણ થઇ શકે છે ભગવાન પારસમણી સ્વરૂપ છે પણ તેમને આ સંસારમાં કોઇક ભાગ્યવાન પુરૂષજ પ્રેમપરવશ પરમ પુરૂષોત્તમનાં શ્રીપાદપદ્મને પ્રેમસાંકળથી બાંધી, ત્રિદેવારાધ્ય દેવને હમેશને માટે પોતાનાં હ્રદયરૂપ વૈકુંઠમાં પ્રતિષ્ઠિત કરવા શક્તિવાન થાય છે. તેજ ભક્ત પૂરૂષ સુવર્ણસ્વરૂપ છે અને તેનોજ જન્મ સાર્થક છે. ભગવાન ગૂપ્ત રહે છે અને સાધુ ભક્ત જેવા મહાપૂરૂષ પ્રગટ રહે છે....ભગવાન મળવા દુર્લભ છે જ્યારે ભગવદીજન મળવા સુલભ છે. આવા ભગવદી મહાપૂરૂષો તાદ્રશીજન છે એટલે ભગવાન સાથે અભિન્ન છે-ભગવાનનાં નિજજન છે. નારદભક્તિ સુત્રમાં લખેલું છે "तस्मिन तज्जने भेदमावात." ભક્ત ભગવાન અભેદ છે એ સત્યનો શ્રી હરનાથ ઠાકુરનાં અલોકીક ગૂણ સ્વભાવનો પરીચય કરવાથી વાચક ભક્ત જનને અનુભવ થશે.

ઠાકુરનો અનુગતદાસ—**શ્રી અટલબીહારી નંદી**

# બંગાલના પ્રેમશ્લોક વિશ્વપ્રેમી યુગલ

# શ્રી કુસુમ હરનાથ કોણ છે?

( અનુવાદક:—વિઠ્ઠલદાસ નાથાભાઇ મહેતા O. B. E. ખખ્ખર બીલ્ડીંગ ૪ થે માળે, સી.પી. ટેન્ક મુંબઇ ૪ )

## વર્તમાન યુગ.

આર્યભૂમિ ભરતભૂમિ હિંદભૂમિએ દેવલીલાવાદી ભૂમિ છે. આર્ય પ્રજા એટલે દેવપ્રજા છે અને અખીલ ભૂમંડલની માનવ જાતિને દેવલીલાનાં જ્ઞાનનો વારસો જુગ જુના કાળથી આપતી આવી છે, મનુષ્ય એટલે અનાદિ અનંત એક અદ્ભુત જે દિવ્ય શકિત છે તેની નીત્યલીલાનું લીલાનિકેતન તે મનુષ્ય છે અથવા અગમ અગોચર નીત્ય રસરૂપ નીત્યરાસ-વિહારી બ્રહ્માંડાધિપતિ પૂર્ણપરિબ્રહ્મ પરમાત્માની અદ્વૈત શકિતની રાસભૂમી તે મનુષ્ય છે. અર્થાત 'બ્રહ્માંડ તે પીંડ' એ સત્ય તત્વની અનુભવ કળાની પ્રયોગશાળા તે મનુષ્ય છે. મનુષ્યની આવી મહત્તાને અને મનુષ્યજીવનની ઉત્તમતાને અખીલ જગતની માનવ જાતિને અનુભવસિધ્ધ કરી બતાવનાર યુગે યુગે કોટી કોટી સંત. સાધુ, મહાત્મા. યોગી મુનીયો, રૂષીઓ, મહર્ષિઓ અને ભકત મુમુક્ષુઓ તથા ઇશ્વરાવતારો આર્યખંડમાં થઇ ગયા છે. આવા અગણિત અવતારે અને સંત સમાજે મનુષ્ય અને મનુષ્યજીવનનો હેતુ જે નીત્ય સુખ.' સિધ્ધ કર્યું છે,પણ તેની સરળ કળાનાં કળાચંદ્રને કલીયુગનાં રાહુનું ગ્રહણ લાગેલું છે તેથી આજે જગતની માનવ જાતિનાં અંતરપ્રદેશમાં દેવલીલાની વાતનો એક અક્ષરસુધ્ધાં પણ પ્રવેશ પામી શકતો નથી, એટલુંજ નહિ પણ અરે! દેવલીલાની વાતને હસી કાઢે

છે: માનવલીલાની મહત્તાને અગ્રસ્થાન આપે છે. આ માનવલીલાવાદી યુગની માનવ જાતિનો દોષ નથી. તેઓનાં ચીત્ત, મન, બુધ્ધિ અને અંત:કરણ શુધ્ધાં નિર્મલ સ્ફટિક જેવા છે તથા કળાચંદ્રની શુભ્ર શીતળ ઉજવળ કળા પ્રકાશનો પણ કંઇ દોષ નથી, તેપણ સંપૂર્ણ કળાથી પ્રકાશીત છે ફકત કલીયુગ રાહુનાં ગ્રહણનોજ દોષ છે. કલીયુગના દોષને કારણે ખોટા માયા તેજથી, બુધ્ધિવાન આજે ભૂલે છે; સુખશાન્તિ લેવા માયા પાછળ મોહે ફરે છે. નથી મળતાં સુખશાન્તિ, માયાતણી આશ કરતાં, મળે છે દુપટ દુ:ખ અંધાર, માયા તણે સાથ ફરતા. માયા વિલાસે ખોટા તેજે, સહુકો ફસી ગયાં છે, આધ્યાત્મિક સૃષ્ટિ ઘોર અંધારે ડુબી ગઇ છે. માયાના મોહવિલાસમાં અને માયાના ખોટાં તેજમાં આજે સહુકોઇ ફસી ગયા છે અને આધ્યાત્મિક સૃષ્ટિ મહાઘોર અંધકારમાં ડુબી ગયેલી છે. આવા ઘોર અંધકારથી ઘેરાયેલા આવા વર્તમાન યુગમાં સત્ય કે સંત, સાધન કે સાધુ, યોગ કે યોગી, ભકિત કે ભકત, જ્ઞાન કે જ્ઞાની, તપ કે તપસ્વી, ધર્મી કે ધર્મ ઇશ્વર કે ચૈતન્ય, બ્રહ્મ કે આત્મા, જીવ કે શીવનાં આધ્યાત્મિક સત્ય જ્ઞાન સુખની વાતનું સ્વપ્ન પણ માનવ બુધ્ધિમાં આવતું નથી, એવો આ વર્તમાન યુગનો દોષ પ્રભાવ છે.

# યુગ દોષ નીવારક.

કલીયુગના દોષને હજારો વરસોથી જાણનાર વ્યાસ દેવે ભાગવત, તુલસીદાશજીએ રામાયણ, કૃષ્ણદાશજી વ્યાસ દેવે શ્રી ચૈતન્ય ભાગવત અને શ્રી વલ્લભાચાર્યે સુબોધિનિજી જેવા સાક્ષાત ભગવાનની લીલાના ભગવત સ્વરૂપ ગ્રંથો રચ્યા છે. આ યુગને માટે રામ કૃષ્ણ ગૌર વલ્લભ રૂપે પરમાત્મા નરદેહ ધારણ કરી અવતર્યા. જે રામાયણનાં અવતાર નાયક રામ છે. જે પુરાણ પ્રસિદ્ધ શ્રીહરિ પૂર્ણવિરામ છે. જે ગીતા ગાયક અર્જુન સખા સ્યામ છે. જે વેદવર્ણીત ઓમકાર છે. જે ગોપીવલ્લભ

વૃજરાજ છે-જે કૃષ્ણ ચૈતન્ય પ્રેમ અવતાર છે; તેજ પૂર્ણ પ્રેમ અવતાર કુસુમ હરનાથ છે. 'નામૈવ કેવલં' નામથી પ્રેમ, અને પ્રેમ, એજ પ્રભુ છે આ નામનો ઉપાય પ્રેમદ્વારા આપવા માટે જીવે દયા અને નામે રૂચી કરાવવા તથા માયાના મોહને અને કલીનાં દોષને નીવારવા માટે કુસુમ હરનાથ કંગાલના ઠાકુર બનીને ધરાધામે અવતીર્ણ થયા છે.

# જીવે કાર્યે ઘૃણા કરતા નથી

બંગાલ ઇલાકાના બાંકુડા જીલ્લામાં સોનામુખી ગામમાં અમારા વિશ્વપ્રેમી યુગલનો જન્મ થયો છે. ઠાકુર હરનાથનો જન્મ તા. ૩ જુલાઇ સને ૧૮૬૫ માં થયો છે. અને તા. ૫ મે ૧૯૨૭ ને રોજ સમાધિસ્થ થયા. શ્રીમતિ કુસુમકુમારી દેવીનો જન્મ તા. ૧૪ ડીસેમ્બર ૧૮૭૦ ઇસ્વીસનને રોજ થયો છે. શ્રી હરનાથ ઠાકુરનાં માતુશ્રીનું નામ ભગવતી સુંદરી અને પીતાનું નામ જયરામ બન્ધોપાધ્યાય હતું. શ્રીમતિ કુસુમ કુમારી દેવીનાં માતુશ્રીનું નામ શ્રીમતિ ચંદ્રાવલીદેવી અને પીતાનું નામ શ્રીયુત કંદર્પસુંદર ભટાચાર્ય હતું. આદી પુરૂપ અને આદી પ્રકૃતિ સ્વરૂપ કુસુમ હરનાથ નામે પ્રેમેશ્વર અને પ્રેમેશ્વરી આ ધરાધામે અવતીર્ણ થયા અને લગ્નગ્રંથીથી જોડાયા કુસુમ હરનાથ જે દેહે ભિન્ન છતાં પ્રાણે અભિન્ન છે. જે દ્વૈત છતાં અદ્વૈત છે, જે અગોચર છતાં ગોચર થયાં છે. જે સાધન દુર્લભ છતાં સહજ સુલભ થયા છે, જે નીત્ય એકોહં છતાં બહુસ્યાં થયા છે. જે એક છતાં યુગલ થયા છે, કુસુમ એજ હરનાથ છે, અને હરનાથ એજ કુસુમ છે. કુસુમ હરનાથ તેજ પ્રેમ છે અને પ્રેમ તેજ કુસુમ હરનાથ છે. જેમ કામદેવ બે દેહને એક કરે છે; તેમ પ્રેમદેવ કુસુમહરનાથ બે પ્રાણને એક કરે છે. જેમ કામદેવ ક્ષણ સુંદર છે, તેમ પ્રેમદેવ કુસુમ હરનાથ ચીરસુંદર છે. જેમ કામદેવ જીવની કે જીવનાં કાર્યની ઘૃણા કરતા નથી, તેમ અમારા પ્રેમદેવ કુસુમહરનાથ પણ જીવની કે જીવનાં કાર્યની ઘૃણા

કરતા નથી. કુસુમ હરનાથને સ્ત્રીપુરૂષ બાલયુવાન સહુ ચાહે છે. સંત-અસંત, સાધુ-અસાધુ, ત્યાગી અત્યાગી, વૈરાગી કે સંસારી સહુ કુસુમ હરનાથ પાસે પોતાને ભુલી જાય છે. કુસુમહરનાથને જોયા પછી પાંચે ઇન્દ્રિયો તૃપ્તી અનુભવે છે અને પ્રાણ ઉન્મત્ત બની જાય છે. કુસુમ હરનાથ જે ભૂમીઉપર વિહાર કરે છે તે ભૂમી નંદનવન જેવી ભાસે છે. —વૃક્ષો કલ્પવૃક્ષ ભાસે છે —જલ અમૃત જેવું ભાસે છે —વાણી મધૂર ભાસે છે.—આખું વિશ્વ વૃન્દાવન ભાસે છે, અને તેમની દરેક ચેષ્ટા પરમ પ્રેમાનંદમય ભાસે છે. આજે એ પ્રેમીયુગલની સાક્ષાત મૂર્તિ હરવલ્લભા શ્રીકુસુમદેવી વિદ્યમાન છે જેનાં દર્શનનો લાભ લેવાથી સંપૂર્ણ ખાત્રી થશે. કુસુમવલ્લભ હરનાથ આજે કુસુંમ દેવીનાં હ્રદયમાં બિરાજે છે. જેનું નામ લેતાં પ્રેમ પ્રગટ થાય તેવા તે પ્રેમશ્લોક છે, અને વિશ્વપ્રેમને દેવાવાલા પ્રાણૈક્ય સ્વરૂપે ઓતપ્રોત પ્રેમદાન આપી રહેલા છે અમારા પ્રેમદેવ હરનાથ ઠાકુરની જે દીવ્ય શકિત છે, તેજ પ્રેમદેવી કુસુમદેવી પ્રેરિત છે. અને કુસુમ દેવીની જે દીવ્ય શકિત છે, તે પ્રેમદેવ હરનાથ પ્રેરિત છે. કુસુમ દેવીની દીવ્ય શકિતનો જેઓને અનુભવ થયો છે તેઓ જાણે છે કે કુસુમદેવીયે મુંગાને બોલતા કર્યા છે, અજ્ઞાનીને જ્ઞાની બનાવ્યા છે, જન્માંધને દીવ્ય લોચન આપ્યા છે. કોઇને સરસ્વતિ રૂપે, કોઇને રાધારૂપે, કોઇને ગાયત્રી રૂપે કોઇને તારારૂપે કોઇને ગૌરકૃષ્ણ રૂપે દર્શન આપ્યા છે. કોઇને ચંડીદાશનો અનુભવ કરાવ્યા છે, કોઇને જયદેવનું કાવ્ય લખાવ્યું છે, કોઇને સ્પર્શમાત્રથી જીવન પરિવર્તન કરાવ્યું છે. આ કુસુમદેવીની દિવ્ય શકિતનાં ચમત્કારો બીન અનુભવી ન માની શકે તેવા છે. કુસુમ હરનાથનો અવતાર શા માટે છે? તે સંબંધમાં એક ભકતનું ભજન છે તે અત્રે ટાંકું છું.

“ આવ્યા છે કલીયુગ તારવા,<br>
કુસુમહર, આવ્યા છે કલીયુગ તારવા;<br>
માયાના મોહને નીવારવા,<br>
કુસુમ હર આવ્યા છે કલીયુગ તારવા:

કલમની અણીયે વ્હાલે કલીયુગને તોળ્યો,
કલીનાં તે દોષને નીવારવા                    કુસુમહર ૧

જડ રે જીવનમાં ચેતન ભરવા,
નાસ્તિકને આસ્તિક બનાવવા.                    કુસુમહર ૨

જાતિકુળ ધર્મનાં ભેદ નીવારવા,
અભેદનાં પાઠ પઢાવવા.                    કુસુમહર ૩

વિઠ્ઠલ વ્હાલમ હર રસીક શીરોમણી,
વિપયોનાં વિષને વિદારવા"                    કુસુમહર ૪

## હરનાથ ચરિત્રામૃતમાં લખેલું છે કે;

"કલીકાલ પાવન પ્રભુ, પ્રગટ હરિ હરનાથ;
પૂર્ણ ચેતન્ય પ્રેમમૂર્તિ, કુસુમહર સાક્ષાત.                    ૧

પૂર્વ દીશા બંગાલમાં, બાંકુડા જીલ્લા માંય,
સોનામુખી શ્રી ગામમાં પ્રગટયા ગૌરનીતાય.                    ૨

શીવ તુલ્ય શ્રી જયરામજી, પવિત્ર પીતા કહેવાય
ભગવતિ તુલ્ય શ્રી ભગવતિ, માતાજી વખણાય.                    ૩

શાન્ત ધામ શાન્તિ કુટી, સુખ શાન્તિ સહુને દે,
ગૌરહરિહરનાથજી, પૂરણ પ્રેમ સાગર છે.                    ૪

સહધર્મિણી કુસુમ સુંદરી, રાધા સ્વરૂપ સાક્ષાત,
રાસ માયારાસેશ્વરી લીલામયી વિખ્યાત.                    ૫

શ્રી અનુકુલ કૃષ્ણ બે પુત્ર છે, જગબંધુ ભ્રાતૃભાવ;
શ્રી રાયમેનકુ બે કન્યાય છે. ધન્ય કુટુંબ ધન્યધરા પ્રભાવ ૬

હરિજન, ગુરૂ જન સંત જન, ભકત જન પ્રભાવ;
ગૌર નિતાઇ હરકુસુમ છે, રાધા સ્વરૂપ મહાભાવ. ૭.
યુગલ સ્વરૂપ હરકુસુમ છે, પૂરણ પ્રેમ એક પ્રાણ:
વિઠ્ઠલ ચરણ શરણ ગ્રહી; સેવું સદા ભગવાન. ૮

આ પ્રાત: સ્મરણીય દોહરામાં કુસુમ હરનાથનું દર્શન કરાવેલું છે; તેનું મનન સ્મરણ કરવાથી આત્મસુખ પ્રાપ્તિ સહેજે થાય છે.

કુસુમ હરનાથ જન્મસિદ્ધ હોવાથી તેઓનાં સહવાસમાં આવનાર અસંખ્ય મનુષ્યોને અનેક જાતનાં ચમત્કારો જોવામાં આવ્યા છે, પણ તેથી કુસુમ હરનાથ ચમત્કારીક સિદ્ધિ બતાવનાર છે એમ માનવાનું કારણ નથી. કુસુમ હરનાથનું મુખ્ય કામ 'પ્રાણે પ્રાણનુ કરે અનુસંધાન, પ્રભુ પ્રેમનું આપે દાન' પ્રાણથી પ્રાણને એક કરવા અને પ્રભુ પ્રેમનાં દાન આપવા એજ છે. આજે સોના-મુખીના ઝુંપડીમાં પ્રેમેશ્વરી કુસુમકુમારીદેવી દુર્લભ અને અપ્રાપ્ય એવા પ્રભુ પ્રેમનાં દાન આપી રહેલ છે. કુસુમકુમારી દેવીમાં પ્રેમદેવ હરનાથ આજે બીરાજી રહ્યા છે. હરમાં કુસુમ અને કુસુમમાં હર દર્શન આપે છે. એ સંબંધે "The Glory of Matushree Kusumkumaridevi" નામનુ પુસ્તક શ્રીયુત એમ. રામમૂર્તિ (એમ. એ. એલ. એલ. બી.) વાઝીયાનગ્રમ તરફથી અંગ્રેજીમાં પ્રગટ થયેલું છે; તેમાંના થોડાક બનાવોનું ગુજરાતી ભાષાન્તર રજુ કરૂં છું.

શ્રીયુત એમ. સૂર્યનારાયણ (પીરામ્બુર મદ્રાસ) નો અનુભવ.

તા. ૨-૭-૩૬ નાં દિવસે મેં ઠાકુરશ્રી હરનાથજીનો જન્મોત્સવ ઉજવ્યો હતો. અને તે પ્રસંગે મારા ઘરનાં એક વિશાળ હોલમાં ઘણાં લોકોના મંડળી સાથે 'શ્રી કુસુમ હરનાથ' નાં પવિત્ર નામનું અમો ભજન કરતા હતા. આ નામસંકીર્તન ચોવીશ કલાક ચાલ્યું

હતું. હોલમાં ઠાકુરશ્રી હરનાથનો ફોટો રાખવામાં આવ્યો હતો. બીજે દિવસે ઠાકુરશ્રીનાં ફોટામાં પુજ્ય માતુશ્રીદેવીને લક્ષ્મીજીરૂપે ઉભેલા સહુ લોકોયે જોયા. આ દ્રશ્ય મારે ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યું હતું અને ગામનાં હજારો લોકો મારે ત્યાં દર્શન કરવા આવ્યા હતા.

## કે. સત્યનારાયણ મૂર્તિ (વીઝીયાનગ્રમ) નો અનુભવ.

તા. ૧૭મી જુલાઇ ૧૯૩૬ નાં દિવસે શ્રી હરનાથજી ઠાકુરનો ફોટો સામે રાખી અમો બપોરનાં સંકીર્તન કરતા હતા, તે વખતે ઠાકુરશ્રી સાથે હીરાનો મુગટ ધારણ કરેલા માતુશ્રીદેવીને ઉભેલા અમોયે જોયા. આ દર્શન ૭ મીનીટ સુધી થયા પછી અદ્રશ્ય થયું હતું.

## નંદબાવા (બેંકુરા) નો અનુભવ.

ઠાકુરશ્રી હરનાથજી જ્યારે આ ભુતળ ઉપર બીરાજતા હતા ત્યારે ઠાકરશ્રીનાં દર્શન માટે જે ભકતલોકો સોનામુખી જતાં તે સૌને હું મારે ઘેર (બેંકુરા) લઇ જઇ ચાહ તથા ખાવા વગેરેનો બંદોબસ્ત કરતો અને ભકતોને બાંકુરાથી સોનામુખીની ગાડીમાં બેસાડતો. આ રીતની ભકતસેવા મને કાયમ મળ્યા કરે એવી મારી તીવ્ર ઇચ્છા રહેતી હતી. જે ભકતનાં વાંચ્છાકલ્પતરૂ કુસુમહરનાથે મારી ઇચ્છા પૂર્ણ કરી. અને તે ભકતસેવા પ્રેમીયુગલ કુસુમહરનાથની કૃપાથી હજુ સુધી ચાલુ છે. જે ભકતલોકો સોનામુખી આવવા રવાના થતા તેમની ખબર મને કુસુમહરનાથ તરફથી સ્વપ્નદ્વારા કે આંતર-પ્રેરણાદ્વારા મલ્યા કરે છે, અને બાંકુરા સ્ટેશને હું જાઉં છું કે તે ભકતોની મને મુલાકાત થાય છે.

પૂજ્ય માતુશ્રી કુસુમકુમારી દેવીની દીવ્યશકિતનાં પરચાઓ આ ઉપરાંત અસંખ્ય છે પણ તે 'કરૂણામય સહજ મધુર સ્વભાવ સિદ્ધ'

પ્રેમપ્રભાવને લઇ સામા મનુષ્યને જોવામાં આવે છે. અનેક દુ:ખી દર્દી અને ચીંતાતુર સ્ત્રી પુરૂષોના દુ:ખદર્દો અને ચીંતાઓ કુસુમ-કુમારી દેવીનાં દર્શન સ્મરણથી અણધારી રીતે દૂર થયા છે અને થાય છે એ કંઇ નવાઇ જેવી વાત નથી પણ પ્રેમીયુગલની મુખ્ય શકિત તો પ્રાણાત્માનું ઐકય કરી પ્રભુપ્રેમનો અનુભવ કરાવવાની છે. આવા પ્રાણ ઐકય થયેલા પ્રેમી જોડા કુસુમહરનાથનાં પ્રેમ અવ-તારની સાક્ષીરૂપ છે. કુસુમહરનાથ કહે છે કે; જીવની કે જીવનાં કાર્યની ઘૃણા નથી કરતા તેજ પ્રભુના પ્યારા છે. જે મનુષ્યોને અને વિશ્વને પરમશુદ્ધ જોઇ શકે છે તેજ પ્રભુનો પ્રેમ અનુભવી શકે છે.

**કુસુમ હરનાથનાં યુગલરૂપનું વર્ણન પ્રેમી ભકત લખે છે કે–**

શીવસનકાદિક નીશદીન ગાયે, નારદ શારદ ગાયે રે;
તે પ્રભુજી પણ પ્રભુતા ત્યાગી, ગોપીની ગાળો ખાયે રે. ૧

અગમ અગોચર પૂર્ણ પરિબ્રહ્મ, અવતરીયા નંદને ફળીયે રે;
રાધા પાછળ બની દીવાના, રઝળ્યા કુંજ કુંજ ગલીયે રે. ૨

ગૌર કૃષ્ણનું રૂપ ધરીને, અવતરીયાં સચી આંગણીયે રે;
રાધા રાધા કહી રડયા જીવનભર, નહિ આંસુ સુકાયા આંખડીયે રે. ૩

એ પ્રેમ અશ્રુનું નરતનુ ધારી, હરકુસુમ રૂપે અવતરીયા રે;
વિનય જેવા મહા ઘૃણિતને, નીજને ખોળે ધરીયા રે. ૪

રામકૃષ્ણ અને ગૌરાંગ ચૈતન્યનાં પ્રેમઅશ્રુમાંથી 'હરકુસુમ' નું યુગલ રૂપ બનેલું છે, એટલે 'કુસુમ હરનાથ' એ પ્રેમમય સ્વરૂપ છે. જે કોઇ થોડા દિવસ પણ ચોવીશ કલાક 'કુસુમહરનાથ' નું સતત સ્મરણ કરશે તો તેને અમારા સત્ય કથનનો જાત અનુભવ થશે.

આ 'કુસુમ હરનાથ' એ પ્રેમ છે, અને પ્રકૃતિ સિદ્ધ મધૂર તત્વ છે, જે ત્રણકાળમાં મનધારી મનુષ્ય જાતિનું સરળ અને

સુલભ મનોગ્રાહ્ય રસાયણ છે. અમો જવાબદાર અને જોખમદાર રીતે કહીએ છીએ કે 'કુસુમહરનાથ' એ માનવ મનનું સુખમય સ્વરૂપ છે, માટે મનમાં ધરો અને પ્રેમ પાન કરો !!

આ લખાણ એ અજ્ઞાનતાની મારી ચેષ્ટા છે એ હું જાણું છું. પણ પ્રેમાવેશને લઇ લખાય જાય છે તે માટે ક્ષમા પ્રાર્થના કરૂં છું.

## જન્મ–નિવાસ સ્થાન.

પૂર્વ દિશામાં આવેલા બંગાલ ઇલાકાના બાંકુરા જીલ્લાના સોનામુખી ગામમાં ઠાકુર હરનાથનો માનવદેહમાં આવીર્ભાવ (જન્મ) થયો હતો. તેમના ભગવતી તુલ્ય માતુશ્રીનું નામ શ્રી ભગવતી સુંદરી છે. અને શીવતુલ્ય શ્રી જયરામ બન્દોપાધ્યાય તેમના પિતાનું નામ હતું. શ્રી સોનામુખી "શાન્તિ કુટી" સ્થાનમાં હરનાથ ઠાકુર નિવાસ કરતા હતા. ઠાકુરના પિતા જયરામ બાબુને પોતાની સાવકી માએ મેણાં માર્યાં તેથી તેઓ પોતાના પિતાનું ઘર છોડી નાની ઉમરમાં બેલેરા ગામમાં પોતાનાં મામાને ત્યાં રહેતા હતા. ઠાકુર હરનાથના પિતા પાસે એક શાલીગ્રામની મૂર્તિ હતી તેનું તે પુજન કરતા હતા. એક વખતે એક મહાત્મા બેલેરા ગામમાં પધાર્યા હતા ત્યારે તેણે તે ગામની શાલીગ્રામની દરેક મૂર્તિ તપાસી હતી, તેમાં તેને આ સાક્ષાત પરમાત્માનાં અવતાર જેવી લાગી, તેથી તે મહાત્માએ તે મૂર્તિનું પૂજન ભાવસહિત કર્યું અને હરનાથ ઠાકુરના પિતાને આશીર્વાદ આપ્યા કે: "તારે ઘેર કલીયુગનાં દરેક જીવને પાવન કરનાર કલીપાવન પુત્રનો જન્મ થશે."

## મહાત્માની ભવિષ્ય વાણી.

આ પ્રસંગ બન્યા પછી એટલે કે ૧૯–૨૦ વરસની ઉમરે જયરામબાબુ પોતાના એક સંબંધીને ત્યાં નોકરીએ રહ્યા. ભાગ્યનાં

બળથી તે ૨૬-૨૭ માં વરસે જયરામબાબુ એક ધનવાન અને સારા આબરૂદાર ગણાવા લાગ્યા. પોતાની જાત મહેનતથી મેળવેલી મીલ્કતમાંથી પચીસ હજાર રૂપીયા ખર્ચી, જયરામબાબુએ એક શીવમંદીર સોનામુખીમાં બંધાવ્યુ, શિવમંદીરમાં શિવલીંગની પ્રતિષ્ઠા કરવાની હતી તે અગાઉ એક દિવસ જયરામબાબુ કામ પ્રસગે કલકત્તા ગયા હતા; તે વેળા એક મહાત્મા શ્રી ભગવતી સુંદરી પાસે આવ્યા અને ખાવા માટે સાત ટંડી પુરી આપવા ભિક્ષા માગી. તે પ્રમાણે ભગવતી માતાએ વધેલી ટંડી સાત પુરી મહાત્માને આપી. ત્યાર પછી મહાત્માએ રાતવાસો રહેવા માગણી કરી. ભગવતીસુંદરી માતાએ કહ્યું કે; પુરૂષ વિનાના ઘરમાં મહારાજ કયાં રહેશો? મહાત્માએ કહ્યું કે; હું તો મારા શીવમંદીરમાં રાત્રી ગાળીશ. તે પ્રમાણે શીવમંદીરમાં મહાત્મા બેઠા અને ધૂણી ધખાવી. નિયમ પ્રમાણે સંધ્યા આરતી કરી શીવમંદીરનાં બારણા બંધ કરી ભગવતી દેવી માતા ઘેર આવ્યા. સવારમાં શીવમંદીરના બારણા ખોલ્યા તો મહાત્મા અદ્રશ્ય થયેલા દીઠા, અને ફકત ધૂણીની રાખ પડેલી દીઠી. સહુ આશ્ચર્ય પામ્યા, ભગવતીમાતા મનમાં દીલગીર થયાં કે, મહાત્માનું મન તો નહિ દુભાવ્યું હોય કે આમ અદ્રશ્ય થઇ ગયા? આવી અગવળી અને દીલગીરીથી ભગવતી માતા ઘેરાયલા હતા એટલામાં કલકત્તાથી જયરામબાબુ આવ્યા અને ભગવતી સુંદરીને પુછ્યું કે, કાલે એક મહાત્મા આપણે ત્યાં પધાર્યા હતા? ભગવતી સુંદરીએ કહ્યું; "હા. પણ તે તમે શીરીતે જાણી શકયા?

જયરામબાબુએ કહ્યું: "ગઇ રાત્રે મને તે દીવ્ય મહાત્માનાં દર્શન થયાં હતાં અને તમારી સેવાથી પ્રસન્ન થયા છે અને ભવિષ્યવાણી કહી ગયા છે કે "કલિયુગમાં પ્રેમ આપનાર પ્રેમશ્લોક બાળક તમારે ત્યાં અવતાર ધારણ કરશે." આ સાંભળી ભગવતી દેવી પ્રસન્ન થયા.

# કલિપાવન પ્રેમશ્લોક હરનાથ ઠાકરનો જન્મ.

થોડો વખત વિત્યા બાદ ગર્ભ ધારણનાં દરેક ચિહ્ન ભગવતી માતાને જણાવા લાગ્યાં. ભાવ અભાવ રૂચિ, સૂરૂચિ. સ્મરણ સુદર્શન થયાં કર્યું. એમ કરતાં પ્રસવકાળ નજીક આવ્યો ભકતજનોએ "ભગવતી માત જય" "ધન્ય ભગવતી માત"નાં જયનાદ ઉચ્ચાર્યા અને સહુએ આનંદોન્મત બની ગાયું કે :–'

અધમ ઉદ્ધારી પ્રેમદાતારી, હરિ અવતરશે સાક્ષાત;<br>
ધન્ય વંશ ધર ભૂમી આ, ધન્ય જયરામ શ્રી ભગવતીમાત!

હરનાથ ઠાકુરના જન્મ દિવસે સવારને વખતે માતા ભગવતી સુંદરીને પોતાના ઘર પાસેના તળાવમાં ધોળાં પીળાં, લાલ લીલાં, વગેરે અનેક સુંદર રંગના દેવમંદિરો દેવ મૂર્તિઓ અને અનેક સુશોભિત કમળોનાં દર્શન થયાં. તે જ વખતે કલિપાવન પ્રેમશ્લોક દયામય દયાલ ઠાકુર હરનાથ ધરાધામે અવતીર્ણ થયા. ઇ. સ. ૧૮૬૫ ના જુલાઈ મહિનાની ૩ ત્રીજી તારીખે હરનાથ ઠાકુરનો જન્મ થયો. સિધ્ધો અને દેવો હરનાથ ઠાકુરના પાદકમલના દર્શન કરતા અને ગીતો લલકારતા ભગવતી માતાને જણાયા.

"ધન્ય ચરણ, ધન્ય ચરણ રજ, ધન્ય માત તાત પરિવાર:<br>
ધન્ય નામ, રૂપ ભાવને, ધન્ય! કલીપાવન અવતાર.<br>
અદ્દભુત દર્શન! અહા! અપૂર્વ આશ્ચર્ય!<br>
અહા; ભકિત રસમૃત સિંધુ તે, ગાગરમાં આજ સમાય;<br>
કલીવશ માનવકુલ હિતાર્થે, ભગવતી કુખે હરિ માનવ થાય.<br>
અગમ અગોચર ઇશ તે, સાધન દુર્લભ કહેવાય;<br>
લોચન ગોચર ને સુલભ બને, એ કેવી કારૂણિક નવાઇ.<br>
માનવને ઇશ બનાવવા, જગદીશ માનવ થાય;<br>
ધન્ય કલિ! ધન્ય કલીવશ માનવ, (કે) જગન્નાથ જગઆગક થાય.

ઉલટ રમત ઇચ્છામયી માતની, નહિ કળી શકે કીરતાર;
માત જય હેતુ કારણે, અવતર્યાં હર હરિ આ વાર.
કલીકાલ પાવન પ્રભુ, પ્રગટ હરિ હરનાથ;
પૂર્ણ ચૈતન્ય પ્રેમ મુર્તિ, આ હરનાથ હરિ સાક્ષાત.
કરૂણામય કંગાલના, ખ્યાલ ખ્યાના ભંડાર;
આત્મ દાનેશ્વરી અવતર્યા, પ્રકટયા પ્રેમ અવતાર.
ત્રણુ લોકમાં આનંદ થયો, આવે દેવદેવી દર્શન કાજ;
વંદન પૂજન ભાવે કરી; સહુ વધાવે આત્મરાજ.
જગત આનંદ ચંદ આ, હૃદય સુંદર દીવ્ય રૂપ;
કોમલ કમલ સમ દીવ્ય દેહડી, લાલ ચરણુ અનુપ.

## હરનાથનાં રૂપ અને નામસ્મરણમાં અકથ્ય આકર્ષણ

એક દિવસ ઠાકુરના ઘર પાસે એક મદારી સાપ રમાડતો હતો, તે વખતે ભગવતી સુંદરી માતા હરનાથને તેડી ત્યાં જોવા આવ્યાં તે વખતે ચમત્કાર એવો બન્યો કે વાદીની મોરલી ઉપર ડોલી રહેલો સાપ ઠાકુર-હરનાથને જોતાં જ બાળ હરની સામે ફેણુ નમાવી સ્થિર થઇ ગયો, સર્પને રમાડવા માટે વાદીએ ઘણું ઘણું કર્યું મોરલી વગાડી, કડી ખખડાવી, આંગળીનો ઘોંકો માર્યો તો પણ નાગ તો બાળક હરનાથના સામે જ નજર માંડી ડોલ્યા કર્યો. ઠાકુર હરનાં માજી બીજી તરફ ઉભાં રહ્યાં તો નાગ પણ તે તરફ ફેણુ ચઢાવી ડોલવા લાગ્યો. જે દીશા તરફ હરનાથના માતાજી ઉભા રહ્યાં તે દીશા તરફ નાગે ફરવા માંડયું, પણ મોરલી ઉપર ડોલ્યો નહિ. આ ચમત્કાર જોઇને, સઘળા જોનારાઓની સામે મદારીએ ઠાકુર હરનાથનાં માતાને કહ્યું કે, મા તમે જે બાળકને તેડી ઉભા છો, તે બાળકની મોહીનીમાં આ મારો પાળેલો નાગ મોરલીની મોહીનીને પણુ અત્યારે ભુલી ગયો છે. અહા! તે આજે મારા મંત્રને ભૂલી ગયો છે! મા! મને એમ

લાગે છે કે, આ તમારો બાળક કોઇ મહામંત્રનો નાયક પ્રેમ સ્વરૂપી છે—પ્રેમનો અવતાર છે. માયાના મદમોહને મર્દન કરનાર પ્રેમનો હરિ છે! અહા! જે બાળકને જોવાથી નાગ જેવું પ્રાણી મોરલી મંત્રનો મોહ તજી જેના ઉપર ડોલી રહે છે, તે બાળકમાં કેવો પ્રેમ હશે! ઠાકુર હરનાથનાં નામનો જપ કરનારને એવો જાતિ અનુભવ થયો છે. હરનાથ ઠાકુરને માટે અનુભવી ભક્તો કહે છે કે :—

"ત્રિતાપ ભય સહુનાં હરે, હરે મન બુદ્ધિના વહેમ;
વિષય વિષ સઘળાં હરી, કરાવે પાન પ્રભુ પ્રેમ.
સિંધુ બંધાયો ઘર માંહી. દર્પણમાં બંધાયો ચંદ્ર;
જગ જીવનો મુક્તિ દાતા, હરનામે બંધાયો બંધ.
હર નામે તો હરિ મળે, મળે હરિ પ્રેમ અપાર;
કલિ સૌભાગ્ય અદ્‌ભુત અહા! (કે) પ્રગટયા કલિપાવન અવતાર.
ચમત્કારી હર નામ છે, ચમત્કારી હર રૂપ;
ચમત્કારી ભાવ પ્રભાવ છે, ચમત્કારી હર અનૂપ.
કલીવશ માનવ જાતીનું, સુખદ શુભદ હરનામ;
દીન હીન અધમ કંગાલને, સાધન હરનું નામ.
કલ્પતરૂ કંગાલના, વળી કરૂણામય કંગાલ;
પ્રેમ દાતારી અધમ ઉદ્ધારી, હરનાથ પરમ દયાલ.
નાથ થયો હરબાળ આ, બંધાયો અનેક સંબંધે બંધ;
કલીમાનવ કુળનિજનું કર્યું, બાંધ્યા પ્રેમ તણાં સબંધ.

## વિરાટ દર્શન.

હરનાથ ઠાકુરના મોટા ભાઇ હંમેશા ગુરૂને ત્યાં ભણવા જતા હતા, એક દીવસ ભગવતી સુંદરી માતાએ ઠાકુરને તેમની સાથે મોકલ્યા. ઠાકુર હરનાથની ઉંમર પાંચ વર્ષની હતી. ગુરૂને ત્યાંથી ભણીને ઠાકુર હરનાથ તથા તેમના મોટા ભાઇ ઘેર પાછા આવતા

હતા—રાત પડી ગઇ હતી—બેઉ ભાઇઓ આગળ પાછળ ચાલ્યા આવતા હતા, ઘરની નજીક આવ્યા તે વખતે ઠાકુર હરનાથ પાછળ વિરાટ મૂર્તિ ચાલી આવતી, મોટા ભાઇના જોવામાં આવી; તે મૂર્તિને જોતાંજ મોટાભાઇએ ઠાકુર હરનાથને કહ્યું કે: "હર જોજે તારી પાછળ કોઇ વિરાટ મૂર્તિ ચાલી આવે છે!" મહાતેજસ્વી સુંદર વિરાટ મૂર્તિને ઠાકુર હરનાથે જોઇ અને તેના ચરણનો સ્પર્શ કરવાની ઇચ્છાથી તે વિરાટ મૂર્તિની સામે દોડયા અને તે સુંદર મૂર્તિના યુગલચરણ કમલે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા......તે વિરાટ પુરૂષે કહ્યું કે, હર! તું મને દ્વારકાનાથ ધારે છે, પણ હું તે નથી! આ મહાપુરૂષનું તેજોમય દીવ્યરૂપ—સુધામય વદન, કમળ જેવા લોચન સુંદર મોર-મુગટ, કંઠે સુગંધમય વનમાળા, કેડે કટિમેખલા પરીધાન કરેલું મોહક પીતામ્બર, બંસીને ધારણ કરેલા કરકમલો અમૃતપાનથી મત્ત બનેલા, રક્ત હોઠ અને તે ઉપર ઝૂલી રહેલી એકાવેળી નથડી આવું મધૂર મોહક, ભાવમાદક, અદ્‌ભૂત રૂપ નીરખતાં બાળક હર બેશુદ્ધ ભાવોન્મત્ત થઇ ગયા. મોટાભાઇ ખબર કરવા ઘર તરફ દોડયા, પણ ઘરમાં પહોંચતાં જ તેઓ પણ એકદમ બેશુદ્ધ થઇ ગયા. હર પણ મોટાભાઇની પાછળ ઘર તરફ દોડયો. અને ઘર પાસે પહોંચતાં જ છબીની પેઠે સ્થિર ઉભો રહી ગયો. આ કુતુહલથી ઘરમાંથી તથા પાડોસમાંથી સહુ ત્યાં આગળ એકઠા થઇ ગયા. થોડીવારે મોટાભાઇને શુદ્ધિ આવી ત્યારે તેમણે વિરાટ મૂર્તિનાં સુંદર દર્શનની બધી વાત કહી. હર તો હજુ મૂર્તિ પેઠે સ્થીર ઉભેલો હતો. માતા ભગવતી સુંદરીએ બાળમૂર્તિ હરને વ્હાલથી કેડે તેડી લીધો અને ઘરમાં આવી ખોળામાં લઇ શીતળ ઉપચાર કરવા લાગ્યા. આથી થોડીવારે બાળક હરને ભાન આવ્યું અને સંપૂર્ણ જાગૃતિમાં આવ્યા. પાંચ વરસના બાળક હરે કાલીઘેલી

બાળક બોલીમાં વિરાટ મુર્તિનાં દર્શનનાં રૂપની આંતર ચક્ષુથી જોયેલી અનુભવેલી સઘળી વાત પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવી. અનુભવી ભક્તો કહે છે કે:

"ગૂઢ નરાકૃતિ પૂર્ણ પરિબ્રહ્મ, અવતરે છે જેને ઘરે;
વિશ્વ પાવન સુંદર મૂર્તિઓ, તેની સાથે ચીર ફરે.
હર નામનું હર રૂપનું, સ્મરણ અને દર્શન કરે;
તે પળે તે સ્થળે, એવી મૂર્તિઓ ચીર વિચરે.
સ્મરણ કરે હર બાળનું, જો હર નામનું શ્રવણજ થાય;
હર વંદન હર પૂજનથી, અહા! દુર્લભ પ્રેમ પમાય.
હરનું નામ રટવા થકી, ત્રિતાપ ભય દૂર થાય;
વહન કરે યોગ ક્ષેમનું, ભુકિત મુકિત પમાય."

ઠાકુરશ્રીની શારિરીક પ્રકૃતિ બાલ્યકાળમાં ઘણીજ અસ્વસ્થ રહેતી છતાં વિદ્યાઅભ્યાસમાં ઠીક ઠીક લક્ષ આપતા. ઇ. સ. ૧૮૮૦માં સોનામુખીમાં પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂર્ણ કર્યો. બાલ્યકાળથીજ કૃષ્ણપ્રેમી હોવાથી તેઓએ કેટલાક મિત્રોની સહાયથી પોતાના વતનમાં "હરિસભા" નામની સંસ્થા સ્થાપી હતી અને તેનો કાર્યક્રમ પણ વિદ્યાઅભ્યાસ સાથે ઘણીજ કુશળતાથી ચલાવતા હતા. સોનામુખીમાં હાઇસ્કૂલ નહિ હોવાથી ત્યાંથી થોડે દૂર આવેલી કુચીયાકોલ રાધાવલ્લભ હાઈસ્કૂલમાં અંગ્રેજીના વધુ અભ્યાસ માટે તેઓને જવું પડયું. અને ત્યાંથી તેમણે કલકત્તા યુનીવરસીટીની પ્રવેશક પરિક્ષા ઈ સ. ૧૮૮૮માં પસાર કરી. ત્યારબાદ તેમણે પોતાનો અભ્યાસ બરદ્વાન કોલેજમાં શરૂ કર્યો અને ઇ. સ. ૧૮૮૯માં "First year Arts"ની પરિક્ષા પસાર કરી. આ સમયે પણ જે મહા પુરૂષની તેમના ઉપર રક્ષક દૃષ્ટિ હતી તેમનાં દર્શન થયાં કરતાં- આ શિવાય પણ તેમનાં કલકત્તાનાં વસવાટ દરમ્યાન તેજ મહા પુરૂષના દર્શન થયા હતા. સાથે અલ્પ સમય વસવાટ કરવાનો શુભ

અવસર પણ પ્રાપ્ત થયો હતો, પરંતુ બીલકુલ વાતચીતનો પ્રસંગ પડયો નહતો. આખી રાત્રી આ બન્ને મહાનુભાવો એકબીજાની પાછળ ચાલતા રહ્યા, પરંતુ મહાપુરૂષને તેઓ પહોંચી શકયાજ નહિ. જેથી નિરાશ થઇ તેમણે પાછા ફરવુ પડયું. આ પછી થોડાજ સમયમાં બી. એ. ના અભ્યાસ માટે તેમને કલકત્તા જવું પડયું. અને તે દરમ્યાન પણ શારીરીક પ્રકૃતિ તો અસ્વસ્થ જ રહેતી, જેથી અભ્યાસ પુરો કરી શકયા નહિ. કોલેજમાં પણ તેમનો પ્રભુ પ્રત્યેનો પ્રેમનો ઝરો અસ્ખલીત વહેતો હતો. જેના પ્રમાણમાં એવું કહેવાય છે કે કલાસનો સમય પુરો થઇ ગયા છતાં પણ ઠાકુરશ્રી ઘણી વખત ધ્યાનસ્થ અવસ્થામાં બેંચ ઉપર લાંબો વખત સુધી શાન્ત ચિત્તે બેસી રહેતા. કોલેજ બંધ કરનાર નોકરને કેટલીકવાર તેમને ટકોર કરી બહાર મોકલવા પડતા.

શારીરિક પ્રકૃતિ અતિ નિર્બળ હોવાનું કારણ તેમને લાગુ પડેલી ઉધરસ હતી, જે ક્ષયમાં પરિણમી હતી. ઘણી વખત તેમને લોહીની ઉલટીઓ પણ થતી તથા શરીરમાં કાયમ જીર્ણજવર પણ રહેતો. સ્વજનોને આઘાત ન પહોંચે માટે દરેકથી આ વાત તેઓ ગુપ્ત રાખતા અને ઇશ્વર ઉપરજ અડગ શ્રદ્ધા રાખી શારીરિક ચિંતાથી હંમેશાં મુક્ત રહેતા. કોઇપણ પ્રકારની દવા લેવાની તેઓ સાફ ના પાડતા. જ્યારે તેમના પત્નિ શ્રીમતિ કુસુમકુમારી દેવી આવી નાદુરસ્ત અવસ્થામાં પોતાને ત્યાં આવ્યા ત્યારે તેમની આ સ્થીતિ થવાનું કારણ બારીકાઇથી તપાસ્યું. પરંતુ ઠાકુરશ્રીએ કોઇપણ પ્રકારનો જવાબ ન આપતાં કેવળ "પ્રભુની ઇચ્છા" એમ જણાવ્યું. આ અરસામાં એવું બન્યું કે એક દિવસ ઠાકુરશ્રી પોતાના ઓરડામાં રાત્રે નિદ્રાવસ્થામાં હતા ત્યારે અચાનક એક અતિ દીવ્ય બાળક સ્વપ્નાવસ્થામાં તેમની નજીક ઉપસ્થીત થયો, અને ઠાકુરશ્રીના વક્ષઃસ્થળ ઉપર નૃત્ય કરવા લાગ્યો. તેઓને

આથી કોઇ વજનદાર વસ્તુ પોતાના વક્ષ:સ્થળ ઉપર મૂકી હોય એમ લાગ્યું, જેથી અચાનક જાગૃત થયા તો કોઇ દીવ્ય બાળ-દ્રષ્ટિકને દષ્ટિ સમીપ વક્ષ:સ્થળ ઉપર બેસી રમત કરતો જોયો, જેની આસપાસ તેજનાં કિરણો ચમકતાં હતાં તથા શરીરમાંથી સૌરભ પ્રસરતી હતી. પુન: સત્યતાની ખાત્રી કરવા આંખો ચોળી તો પણ ઉપલું દશ્ય દષ્ટિ સમીપ દેખાવાજ લાગ્યું. પ્રથમથીજ ધીર અને બુદ્ધિયુકત હોવાથી બીરૂ ન બનતાં શાન્તિથી શું થાય છે તે જોવા લાગ્યા. તેમને આ બાળનટનું નૃત્ય એ પોતાનાં આત્માનું દેહ ઉપરનું અંતિમ તાંડવ નૃત્ય જેવું લાગ્યું. આ વિચારથી તેઓ અચાનક મુખ પહોળું કરી હસવા લાગ્યા, જે જોઇ બાળકે પોતાના હાથ તેમના મુખમાં નાખ્યો, અને જાણે કાંઇ શોધતો હોય એમ અંદરના ઉંડાણમાંથી એક લોહી નીકળતો નાનો ગોળો બહાર લાવી ઠાકુરશ્રીની પથારી ઉપર બીછાવેલી સફેદ ચાદર ઉપર મૂકયો. ત્યારબાદ તે દીવ્ય બાળક ઝડપથી તેજમાં વિલીન થઇ ગયો. ઠાકુરશ્રીને હવેજ સમજાયું કે, આ તો અન્ય કોઇ નહિ પરંતુ તેમના બાળસખા "વૃંદાવન વિહારી ગોપાલ" છે. આ શારીરિક દર્દ છતાં તરતજ ગાઢ નિદ્રામાં આખી રાત પસાર કરી. પ્રાત:કાળે ઉઠતાં જ શરીર તદ્દન નિરોગી જણાયું. રાત્રીનો બનાવ તેમની દષ્ટિ સમીપજ હતો; જેને યાદ કરી પ્રભૂનો ઉપકાર માનવા લાગ્યા.

તેમના લગ્ન ૧૩ વર્ષે મોસાળ પક્ષના પાડોસી શ્રીયુત કંદર્પ નારાયણ ભટ્ટાચાર્યનાં પુત્રી શ્રીમતી કુસુમકુમારી દેવી સાથે થયાં હતાં. બંનેમાં ઘણુંજ સામ્ય નજરે આવતું અને એવું સ્પષ્ટ જણાતું કે પુર્વાશ્રમમાં અધૂરૂં રહેલું કાર્ય પૂર્ણ કરવા આમ દંપતિ તરીકે આ નશ્વર સંસારમાં રસેશ્વર અને રસેશ્વરી અવતીર્ણ થયાં છે, જેથી અધુરૂં રહેલું કાર્ય પૂર્ણ થઇ શકે.

શારીરિક તંદુરસ્તી સારી થયા બાદ ઠાકુરશ્રીની કાન્તિ વધારે દીવ્ય બની, હૃદયની ઉંડાણમાં છુપાએલો પ્રભુપ્રેમ હવે પ્રત્યક્ષ થવા

લાગ્યો અને ગામમાં કૃષ્ણ નામ સંકિર્તન તથા પ્રેમભક્તિનો પ્રચાર કરવા લાગ્યા. સમાજના બંધનોથી તેઓ ઘણાજ બેદરકાર રહેતા. સહુ કોઇ સાથે નાતજાતનાં ભેદભાવ વિના છૂટથી તેઓ ભળતા. સમાજની કુરૂઢીઓ સામે તેઓ બળવો જગાવતા. વડીલ બંધુને આ ગમતું નહિ અને વારંવાર તેમ ન કરવા ઠપકો આપતા. છેવટે તેમનાં દરેક કાર્યો કોઇ વિચિત્ર પ્રકારના લાગવાથી એક વખત તેઓએ સ્થાપેલી હરિ સભાના વાર્ષિકોત્સવમાંથી રાત્રે પાછા ફરતા વડીલ બંધૂએ સાફ સાફ જણાવી દીધું કે "તારા જેવા નિરૂદ્યમાએ હવે સહસા મારા ઘરનો ત્યાગજ કરવો ઘટે" જો કે આમ આજ્ઞા કરવામાં તે તો નિમિત્ત માત્રજ હતા, કારણ કે પ્રભુ તેમને કોઇ અન્ય દીશામાં લઇ જવા ઇચ્છતા હતા. ઘેરથી છૂટા પડ્યા બાદ તેજ રાત્રે સોનામુખી નજીક અયોધ્યા ગામની હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે માગણી થવાથી તુરત તેનો સ્વીકાર કરી ત્યાં જવા નીકળી પડ્યા અને નોકરી ઉપર દાખલ થયા. જે તેમને અલ્પ સમયમાં જ છોડવી પડી, કારણ પ્રભુએ તેમને માટે બીજો જ રાહ નક્કી કર્યો હતો.

એક રાત્રે તેઓ પોતાની પત્નિના ઓરડામાં સૂઇ ગયા હતા, તેવામાં તેમનો પ્રભુ પ્રત્યેનો ગાઢ પ્રેમ દર્શાવતું એક છમકલું બન્યું. રાત્રે પથારીમાં શ્રીમતિ કુસુમકુમારી દેવીને અચાનક સર્પ કરડ્યો જેની વેદના અસહ્ય લાગવાથી તેઓ બૂમો પાડવા લાગ્યા, જે સાંભળી આસપાસના લોકો ભેગા થઇ ગયા અને સાંકળ તોડી બારણું ઉઘાડી અંદર દાખલ થયા તો માતુશ્રીને સર્પદંશની અસહ્ય વેદનાથી પીડાતાં જોયાં. અનેક ઉપચારો કરવામાં આવ્યા તથા સારા વૈદ દાક્તરોને પણ બોલાવવામાં આવ્યા, જેનો કોઇપણ ઉપાય અસર કરી શકયો નહિ. ઠાકુરશ્રીને જગાડવા પણ અનેકવિધ પ્રયત્ન કરવામાં આવ્યા પણ સઘળું વ્યર્થ ગયું. સતત પ્રયત્ન કરતાં આખરે

ઠાકુરશ્રી ઉંઘમાં માત્ર એટલું જ બોલ્યા કે, "રાધા કૃષ્ણ બોલો" આ બોલ સૌ કોઇએ ઝીલી લીધો અને સૌએ એકી સાથે રાધા કૃષ્ણની ધૂન મચાવી. આથી જોતજોતામાં સર્વના આશ્ચર્યની વચ્ચે કુસુમકુમારી દેવી સર્પ વિષથી મુકત થયા. આ જોઇ સર્વનાં આનંદનો પાર રહ્યો નહિ. સવારે ઠાકુરશ્રી જાગૃત થતાં ઉપલી હકીકત વિષે પૂછતાં તેઓએ સદરહુ બાબતમાં પોતાનું સાવ અજ્ઞાનપણું દર્શાવ્યું.

ઇ. સ. ૧૮૯૨ ના જુલાઇ માસમાં તેઓએ નોકરી માટે પરદેશ જવા વિચાર કર્યો. વડીલ બંધુ તથા માતુશ્રીની રજા લઇ કાશ્મીર જવા પ્રયાણ કર્યું. ત્રીજે દિવસે નિર્વિઘ્ને રાવલપીંડી પહોંચ્યા. આ સમય વર્ષાઋતુનો હતો. સ્થાન પણ તદ્દન અપરિચિત હતું; જેથી ત્યાં આવેલી કાલીબારીની ધર્મશાળામાં આશ્રય શોધવાની જરૂર પડી. વરસાદની હેલી ચાલુજ હતી. જેલમ નદીમાં સખત પૂર ચઢયું હતું. આજુબાજુનો પચીશ ત્રીસ માઇલ સુધીનો સર્વ પ્રદેશ સરિતાના પ્રચંડ પૂરથી ધોવાઇ ગયો હતો એટલે આગળ પ્રયાણ કરવું અશકય હતું. આમ પ્રભુ ઇચ્છાને માન આપી તેમને સાત દિવસ સુધી રાવળપીંડીમાં જ મુકામ રાખવો પડયો. ધર્મ-શાળાના રક્ષક તરીકે એક વૃદ્ધ બંગાળી ત્યાં હતા તેઓ ઠાકુરશ્રીને જોતાંજ કુદરતી રીતે તેમને ચાહવા લાગ્યા અને તેમને પ્રસન્ન રાખવા અનેક ઉપાયો યોજવા લાગ્યા. ઠાકુરશ્રીને તો કાશ્મીર જવાની જ લગની લાગી હતી જેથી આખો સમય ચિંતાગ્રસ્ત રહેતા. છેવટે આ ઇચ્છા તેમણે બંગાળી રક્ષકને જણાવી અને જો તેમનાથી બની શકે તો યથાશકિત મદદ કરવા નમ્ર વિનંતિ કરી. પ્રેમવિવશ બંગાળી રક્ષક તેમની આ માગણી પાછી ઠેલી શકયા નહિ અને એક નાનું ટટુ તેમને લાવી આપ્યું જેની મદદથી તેઓશ્રી જેલમ નદીના કોહાટના પૂલ સુધી પહોંચી શકયા. ત્યાં

પૂલ ઓળંગી કાશ્મીર સ્ટેટની હદમાં પ્રવેશી શકાય છે. મેઘની પ્રચંડ ધારાઓ હજી પણ ચાલુજ હતી. જાણે પ્રલયકાળ સમીપ જ આવી પહોંચ્યો હોય તેમ સર્વત્ર જળ અને જળજ જણાતું હતું. કોહાટનો પુલ કે જે કાશ્મીર અને બ્રીટીશ હદની સીમા રૂપ છે તે પણ આ પ્રચંડ પ્રલય પૂરમાં ક્યારનો યે ઘસડાઇ ગયો હતો; એટલે સામે કિનારે પહોંચવું પણ અસાધ્ય હતું. બંન્ને કિનારે બંન્ને સરહદોના માણસો ભંગાણુ સાંધવા અવિરત શ્રમ કરી રહ્યા હતા. પાંચ સાત કલાકના સતત પ્રયત્ન બાદ કાશ્મીર સ્ટેટનો એક માણસ સામી બાજુથી એક દોરડા સાથે કિનારે આવવા સફળ થયો, જેથી અન્ય મજુરોને ટોપલામાં બેસાડી સામે કિનારે મોકલી શકાયા. ઠાકુરશ્રી ઉભા ઉભા આ દૃશ્ય જોઇ રહ્યા હતા, અને ઉપલો પ્રયત્ન સફળ નીવડવાથી હર્ષમાં આવી સામે કિનારે જવા અધિકારીઓને વિનંતિ કરવા લાગ્યા. કાશ્મીર સ્ટેટના ઈજનેર મી. એટકીનસન્સ જેઓ આ કામમાં ઘણોજ રસ લઇ રહ્યા હતા, તેમણે ઠાકુરશ્રીની આ વિનંતિને ગાંડા માણસની માગણી ગણી હસી કાઢી પરંતુ ઠાકુરશ્રીની દીવ્ય મુખાકૃતિ તથા અડગ નિશ્ચય તથા આત્મશ્રદ્ધા જોઇ તેઓને પોતાના વિચારો ફેરવવાની ફરજ પડી, અને ઠાકુરશ્રીને ટોપલામાં બેસાડી સામે કિનારે સહિસલામત ઉતાર્યા. પ્રભુ ઉપર તેમની અચળ શ્રદ્ધાનું આ પરિણામ હતું. આગળ પ્રયાણુ કરવામાં ઠાકુશ્રીને એક ડુંગર ઓળંગવાનો હતો ત્યાં આગળ એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ પણ બેઠા હતા. ડુંગરના શિખર ઉપર ઉભેલા ગૃહસ્થ સાથે બંન્ને જણુ એક બીજા સાથે અંગુલીથી મૂક ભાષામાં વાતો કરતા હતા. ઠાકુરશ્રીએ નીચેના સદ્‌ગૃહસ્થ સાથે વાત કરવા પ્રયત્ન કર્યો પરંતુ તે પોતાના કામમાં ઘણોજ ધ્યાન મગ્ન હોવાથી તેમના તરફ લક્ષ આપ્યું નહિ. ઠાકુરશ્રી બીનપરવાહથી ઝડપભેર ડુંગર ઉપર ચઢી ગયા અને આગળ પ્રયાણુ કરતાં જોયું તો એક મહાવિકરાળ કરાડ તેમની સામા ટેકરાની વચ્ચે

મુખ પહોળું કરી માર્ગને અવરોધી રહી હતી. એની પરવ કરતાં ઠાકુરશ્રી તે કુદી ગયા એટલે તરતજ આખો ડુંગર કડડડ કરતો નીચે ધસી આવ્યો અને બેઠેલા સર્વ મનુષ્યોને મૃત્યુ મુખમાં હડસેલી દીધાં. ઠાકરશ્રીએ પોતાને બચાવી લેવા બ પ્રભુનો પરમ ઉપકાર માન્યો. આ બનાવ બતાવી આપે છે કે ક હજુ ઠાકુરશ્રી પાસે પોતાનું કાર્ય કરાવવા માગતા જ હોવા જોઈ જેથી તેઓને આમ સહજમાં બચાવી લીધા.

આટલે સુધી પહોંચવાના અત્યંત પરિશ્રમને અંગે તે ઘણાજ શ્રમીત થયા હતા. જેથી એક વૃક્ષની શીતળ છાંયા ( આરામ લેવા બેઠા. અને ત્યાંજ નિંદ્રાધિન થયા અને આખી રા ત્યાંજ પસાર કરી. પ્રાતઃકાળે બાળરવિ પોતાનાં બાળ કિરણો જગતને આલ્હાદ આપી રહ્યો હતો ત્યારે તેઓ નિદ્રાભંગ થયા ક્ષુધા અને તૃષા તેમને પીડતાં માલમ પડયા. પરંતુ ઘોર જંગલ કયા સાધનથી તૃપ્તિ શકય હતી? વારંવાર કહેવાયું છેકે પ્રભુને તેમ કાંઇ ઓછી ફીકર ન હતી? એટલે એકાએકજ તેજ ઝાડની ડાળ એક સુંદર પરિપકવ ફળ તેમનાં જોવામાં આવ્યું તે તરતજ તે લઇ કાંઇપણ વિચાર કર્યા સિવાય ખાઇ ગયા. પ્રભુએ તેમાં અ તનો સ્વાદ મૂકયો હતો એટલે ક્ષુધા અને તૃષા બંન્નેની તૃપ્તિ થઇ

આમ અનેક વિટંબણાઓ બેઠી તેઓ શ્રીનગર પહોંચ ત્યાં તેમને તે સ્ટેટના ધર્માર્થ ખાતાના દિવાન રાયબહાદુર જય પ્રસાદનો પરિચય થયો. અને તેમની મદદથી તે ખાતામાં આસીસ્ટ સુપ્રીન્ટેન્ડન્ટની તેમને નોકરી મળી. એકાદ વર્ષ નોકરી ક કુટુંબીજનોને મળવા તેઓ સુનામુખી જઇ આવ્યા, અને કાશ્મ જેને પૃથ્વીના સ્વર્ગની ઉપમા આપવામાં આવે છે, તેના નૈસર્ગિ સૌંદર્યના તથા આરોગ્યતાનાં વખાણથી સૌને આનંદિત ક ત્રણ ચાર વરસ પછી મુસાફરી દરમ્યાન કાસ્મીર સ્ટેટની અ

ઓરીસો જમ્મુ લઇ જવામાં આવતી, કારણ જમ્મુ એ ઉનાળામાં હવાખાવાનું સ્થળ હતું. મહારાજા તે દરમ્યાન ત્યાં નિવાસ કરતા એટલે સઘળું ત્યાંજ રાખવું પડતું. ઠાકુરશ્રી ધર્માર્થ ખાતાનાં આસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે કામ કરતા હોવાથી તેમને પણ જમ્મુ જવાનું થતું. આમ તેમને કુદરતી સૌંદર્ય જોવાનો વારંવાર પ્રસંગ મળતો જે દરમ્યાન તેઓએ પોતામાં નિવાસ કરી રહેલ પ્રભુ ભક્તિને અનેક ગણી વીકસાવી હતી. ઇ. સ. ૧૮૯૬ના એપ્રીલ માસમાં ઠાકુરશ્રી રાજ્યની કચેરીઓ અને ઘણાં માણસો સાથે જમ્મુથી શ્રીનગર જતા હતા ત્યારે તેઓ અકસ્માત માર્ગમાં જ માંદા પડયા અને બાહ્ય દૃષ્ટિએ મૃત્યુ પામેલા જણાયા. તે વખતે બપોરના ત્રણ વાગ્યા હતા. તેમની સાથના દોસ્તદારોએ તેમને મરેલા જોઇને તેમને તે સ્થીતિમાં ઘોરાઘલી જયાં તેમને રાતનો મુકાન કરવાનો હતો ત્યાં ટાંગામાં લાવ્યા. ટાંગામાંથી તેમને તેઓએ નીચે લીધા અને એક ખાટલા ઉપર સુવાડયા અને તેઓ તેમના શરીરની ચોકી કરવા ખાટલા ઉપર બેઠા. સ્ટેટના કોઈ મનુષ્યનું મૃત્યુ થાય તો તેની પરવાનગી સિવાય તેનો અગ્નિસંસ્કાર કરાતો નહિ હોવાથી તેઓએ તેમનાં મૃત્યુ સમાચાર શ્રીનગર મોકલ્યા અને અગ્નિસંસ્કાર માટે પરવાનગી માગી. જવાબ આપવાની ઢીલ થઇ. પૂર્વ દીશામાં વિજળીના ચમકારા થવા લાગ્યા અને તે આકાશથી તેના ખાટલા સુધી ચમકારાઓ સીડી રૂપમાં ગોઠવાઇ ગયા. આ સીડી ઉપર એક મહાપુરૂષ નીચે આવ્યા અને તેમના આત્મા સાથે વાત કરવા માંડી. તેમને કહ્યું, "હર તમો મૃત્યુ પામ્યા છો." તેણે જવાબ આપ્યો, "આ ખબર મને કાંઇ નવીન નથી. હું મૃત્યુ પામ્યો છું એ ખુલ્લી વાત છે મને તેથી કાંઇ દીલગીરી નથી–મારી માની હાજરીમાં મારૂં મૃત્યુ થાય નહિ એટલીજ મારા મનમાં અશાંન્તી છે એમ છતાં મને તે માટે મુંઝવણ નથી અને તે ઇચ્છા પૂર્ણ કરવા માટે મારે બીજો જન્મ લેવો નથી." મહાપુરૂષ બોલ્યા. 'હર શરીરમાંથી તું બહાર આવ અને

તારા શરીરને તું જો–હું એકદમ તેમાંથી બહાર આવ્યો અને મારા શરીરને મારા આગળ પડેલું જોયું તેથી મને ગ્લાની થઇ. આત્માને શરીરના બંધનને લઇનેજ દુઃખ થાય છે તે માટેજ શાસ્ત્રોમાં મૃત શરીરને જલદી અગ્નિસંસ્કાર કરવા માટે લખેલું છે. સર્વ વસ્તુઓને હું આરપાર જોવા લાગ્યો. ડુંગર ઉપર ઝાડો તેના મૂળમાંથી રસ-ચૂસતાં મને માલમ પડયા. ડુંગરોની બીજી બાજુ હું ખુલ્લે ખુલ્લી રીતે જોઇ શકતો હતો–' મહાપુરૂષે પોતાના હાથની હથેલી મારા શરીરના બધા ભાગો ઉપર ફેરવી અને તેના ૬૪ ભાગો કીધા. તેમણે દરેક ભાગને હલાવીને બહાર કાઢી સાફ કીધા અને બધાં ભાગોને તેની જગ્યા ઉપર પાછા ગોઠવી દીધા. આમ કરતાં તેમાં ત્રણ ભાગની ઉણપ માલમ પડી. મેં તેમને કહ્યું કે ખૂટતા ભાગો શોધવાની કાંઇ જરૂર નથી–મારી મા તે વગર મને ઓળખી કાઢશે. મારા આત્માને શરીરમાં દાખલ થતાં પહેલાં માને મળવા મુંઝવણ હતી, મહાપુરૂષે ખૂટતા ભાગો ડુંગરમાંથી મેળવી મારા શરીરમાં પુરવણી કીધી. અને મને શરીરમાં પાછા દાખલ થવા માટે કહ્યું–કાંઇપણ ઢીલ વગર હું તેમાં દાખલ થયો.'' આ બન્યા પછી ઠાકુરનાં શરીરનો રંગ સોનેરી થયો. ઠાકુરશ્રી સૌને કહેતા કે " મારી જીંદગી મનેજ કોયડા જેવી લાગે છે–હું શું કહું છું અગર કરૂં છું તેની મને હંમેશાં ખબર રહેતી નથી. મને લાગે છે કે મારી દ્વારા બીજો કોઇ કાર્ય કરી રહ્યો છે. જો મારૂં જીવન કોઇ રીતે તમને પસંદ આવે અને બોધક જણાય તો તેનું માન પ્રભુને છે." ત્યારથી તેનું અંતર બદલાઇ ગયું. બહારથી મનુષ્ય દેખાવા છતાં તેનું અંતર મનુષ્યના જેવું રહ્યું ન હતું.

——:+:——

# હરનાથની ગુપ્ત શકિતઓ.

હરનાથ ઠાકુર પાસે સિદ્ધિઓ બહુ હતી તેમાંની થોડી અનુભવા-યેલી નીચે આપું છું.

(૧) નાસ્તિકના જીવનમાં પરિવર્તન કરી પરમભકત બનાવવાની શકિત્ત.

(૨) ભવિષ્ય જાણવાની શકિત.

(૩) અતિ દૂરના શબ્દો સાંભળવાની શકિત.

(૪) સ્થુલ દેહથી લિંગ દેહને હજારો કોશ દૂર મોકલવાની શકિત.

(૫) જડ વસ્તુનાં અણુંપરમાણુંની અંદર જોવાની શકિત.

(૬) વનસ્પતિની ભાષા જાણવાની શકિત.

(૭) બીજાંઓના શરીરના અસહ્ય દરદો ખેંચી લેવાની શકિત.

(૮) મનનાં દુઃખો ખેંચી લેવાની શકિત.

(૯) મહાભયભિતને અભય આપવાની શકિત.

(૧૦) ચિત્તના વિકારોને હરી લેવાની શકિત.

(૧૧) દોષ નિંદાઓને ખેંચી લેવાની શકિત.

(૧૨) નઠારા માર્ગથી રોકવાની શકિત.

(૧૩) અણગમતાં ગમતાં કરી દેવાની શકિત.

(૧૪) માયામાં રાખીને આત્મ લગ્ન કરવાની શકિત.

(૧૫) પ્રભુનું નામ કેટલું ચમત્કારી છે તેનો અનુભવ કરવાની શકિત.

(૧૬) હરનાથનું રૂપ ચમત્કારી છે તેનો અનુભવ કરાવવાની શકિત.

(૧૭) હરનાથનો ભાવ ચમત્કારી છે એવો અનુભવ કરાવવાની શકિત.

(૧૮) હરનાથનો પ્રભાવ ચમત્કારી છે એવો અનુભવ કરાવવાની શકિત.

(૧૯) ચિરવર અપાવનારી શકિત.

(૨૦) સૂકા જડ પત્થર અને વજ્ર જેવા જીવનમાં રસ ચેતન પ્રેરવાની શક્તિ.

(૨૧) સદ્દગુણ સંપત્તિનો સંચાર કરવાની શક્તિ.
(૨૨) કારણ વિના કરૂણા કરી પ્રેમસંપતિ દેવાની શક્તિ.
(૨૩) માગ્યા વિના મનવાંચ્છિત આપવાની શક્તિ.
(૨૪) નિરાશ થયેલાં મનુષ્યોનો યોગ ક્ષેમનો બોજો ઉપાડવાની શક્તિ.

ઉપર લખ્યા શિવાયની ઠાકુર હરનાથમાં અનેક શક્તિઓ વિદ્યમાન હતી તેવી શક્તિનાં ચમત્કારો પણ ઘણાં હતા. અને ઘણાં માણસોને હરનાથ ઠાકુરની અલૌકિક શક્તિઓનો અનુભવ થયેલો છે. તેવા બનાવોની નોંધ ઠાકુર હરનાથનાં ઉપદેશામૃતમાં છે તે વાંચવાથી માહીતી મેળવી શકાશે.

# હરનાથ એ ગર્ભ સિધ્ધ છે.

——:૦:——

હરનાથ ઠાકુર કહે છે કે, 'હું પોતે કંઇજ કરી શકતો નથી, પણ કોઇ દીવ્યશકિત મને જેમ કરાવે છે તેમ હું કરૂં છું; અને તેની મને કંઇ ખબર રહેતી નથી. આ વાતથી એમ સિદ્ધ થાય છે કે, હરનાથ ઠાકુરમાં જે શકિત છે તે પોતે કઠણ સાધનથી કે યોગના અભ્યાસથી મેળવી નથી, પણ પોતાના જન્મ સાથેજ જન્મી છે. આવી દીવ્યશકિત સંપન્ન વ્યકિતને ગર્ભ સિદ્ધ પુરૂષ કહે છે. શ્રીહરનાથાષ્ટકમાં હરનાથ ઠાકુરના સ્વભાવ સ્વરૂપનું વર્ણન કરેલું છે.—

"સર્વ ધર્મ શાસ્ત્રોમાં, જે સ્વરૂપ તત્વનું, વર્ણન કથન કરેલ છે;
તેજ દુર્લભતત્વનું પ્રગટ સ્વરૂપ, સુલભ રૂપ જેણે ધરેલ છે.
અજ્ઞ પ્રજ્ઞ ઉચ્ચ નિચ જીવમાત્રના, સુખદસાધન જે સમાન છે;
શ્રીકલિ પાવનાવતારી ઘટઘટ વ્યાપી, પ્રગટ પ્રેમ નિધાન છે.
જીવે ને કાર્યે ઘૃણા નહિ, કંગાલના કલ્પતરૂ સાક્ષાત છે;
દીનતામય પતિત બંધુ, શ્રી ભગવતિનંદન કુસુમનાથ શ્રીકાંન્ત છે.
કલીકાલે અકારણ કરૂણા કરી, આત્મ પ્રેમનાં દાન દે છે.
તે શ્રી અટલનાથ હરનાથશ્રી ચૈતન્યને ! પ્રણમું નમું હું ફરી ફરી."

ઇ. સ. ૧૮૯૫ માં ઠાકુરશ્રી વૃન્દાવન જવા માટે હાથરસ જંકશન ઉપર આવ્યા. ત્યાંના બુકીંગ કલાર્ક શ્રી અટલબિહારી

નંદી તેમનાં સમાગમમાં અદ્ભુત રીતે આવ્યા. રેલવેની મુસાફરીને લઇને ઠાકુરજીનાં કપડાં મેલા હતા. તેમણે વૃન્દાવન જવા માટે બુકીંગ ઓફીસમાં બાબુ પાસે ટીકીટની માગણી કરી. તે વખતે વૃન્દાવન જવા માટે કોઇપણ રેલગાડી નહિ હોવાથી બાબુજીએ તેમને કહ્યું વૃન્દાવન જવાને ગાડીને ઘણો અવકાસ છે. તેથી તેની ટીકીટ તુરત મળશે નહિ માટે તેમને મુસાફરખાનામાં થોભવાનું કહ્યું ઠાકુરશ્રીયે જવાબમાં કહ્યું કે સ્પેશીયલ ગાડી હમણાંજ સ્ટેશન ઉપર આવશે માટે ટીકીટ આપવા આગ્રહ કીધો. બાબુજીને આથી તેમના ઉપર ગુસ્સો આવ્યો. તેમણે ઠાકુરશ્રીને પોતાની ઓફીસમાંથી ધુતકારી કાઢયા. પરમાત્માની લીલા અપાર છે અને તે ચાહે તે કરી શકે છે. ઠાકુરશ્રી મુસાફરખાનામાં ગયા કે તરતજ સ્ટેશન માસ્તરને એક તાર મલ્યો જેમાં વૃન્દાવન જવા માટે એક સ્પેશીયલ આવે છે અને ત્યાં કોઇ જનાર ઉતારૂ હોય તો તેને ટીકીટ આપી બેસાડવા. ઉપલી ખબર બાબુજીને મળતાં મનમાં ભારે આશ્ચર્ય થયું અને જે માણસ વૃન્દાવનની ટીકીટ માટે આગ્રહ કરતો હતો તેને શોધવા મુસાફર ખાનામાં ગયા. બાબુજીએ તેમને પુછ્યું કે "આ સ્પેશીયલની ખબર તમને કેમ પડી ?" તેની વાતચીતથી બાબુજીને તે પુરૂષ દેવાંશી માલુમ પડયા. તેમને પોતાને ત્યાં રોકાવા માટે આગ્રહ કર્યો. ઠાકુરશ્રીને વૃન્દાવન ચાકસ કામ માટે જવાનું હતું એટલે તેમણે વૃન્દાવનથી પાછા આવતા જરૂર તેમને મળીશ એમ વચન આપ્યું. ઠાકુરશ્રીના કહેવા મુજબ ત્યાંથી પાછા ફરતાં તેમને મલ્યા અને થોડા દીવસ તેમને ત્યાં રહ્યા. ઠાકુરજી સાથેનાં થોડા દીવસના સહવાસથી બાબુજીના ઉપર જબ્બર અસર થઇ, અને તેમની સાથે પત્ર વ્યવહાર રાખ્યા કીધો. ઠાકરશ્રી તેમનાંથી ઘણાં દૂર હોવા છતાં પણ તેમના ઉપર જે જે સંકટો આવ્યા, તેમાંથી પોતાની દીવ્યશક્તિથી તેમને ઉગારી લીધા હતા.

એટલે તેમને ઠાકુરશ્રી માટે ઘણું માન થયું અને તેને ઇશ્વર તુલ્ય ગણવા લાગ્યા હતા.

આવા દીવ્ય પુરૂષથી જનસમાજને ઘણો લાભ થશે તે માટે ઠાકુરશ્રીને પ્રસિદ્ધિમાં લાવવા તેમણે પ્રયત્ન કીધો. કલકત્તામાંથી નીકળતા અમૃતબઝાર પત્રિકાના તંત્રી બાબુશ્રી શીશીરકુમાર ઘોષને પોતાના અંગત અનુભવો લખી મોકલ્યા અને તેને તેના તરફથી નીકળતા "હીંદુ સ્પીરીચ્યુલ' મેગેઝીનમાં પ્રગટ કરવા વીનંતી કીધી. તેઓ બંન્ને વચ્ચે આ બાબતમાં કેટલોક વખત પત્ર વ્યવહાર ચાલુ રહ્યો. શ્રીયુત બાબુ શીશીર કુમાર ઘોષ કોઇ પણ બાબત પોતાની ખાત્રી થાય નહિ ત્યાં સુધી માસીકમાં પ્રગટ કરતા નહિ, પરંતુ પરમાત્માને આ બાબત જન સમાજના કલ્યાણ માટે પ્રગટ કરાવવા ઇચ્છા હતી. ઠાકુરશ્રીને અવાર નવાર કલકત્તા જવું પડતું હતું અને તેમના આગમનથી ત્યાંના લોકો ઉપર ભારી અસર થઇ. બાબુ અટલબિહારી નંદી તરફથી ઠાકુરશ્રીની અદ્ભૂત શકિત સંબંધી જે લખાણો શ્રીયુત બાબુ શીશીર કુમાર ઘોષને મલ્યા હતા તેનો પોતાને જાતિ અનુભવ થયો. તેમણે ઇ. સ. ૧૯૦૮માં ઠાકુરશ્રીનું જીવન ચરિત્ર અને તેમની અદ્ભુત શકિતઓ બાબતનો લેખ "હિન્દુ સ્પીરીચ્યુલ" માસીકમાં પ્રગટ કર્યો. આ માસીકના સેંકડો ગ્રાહકો હોવાથી તેમાં પ્રગટ થયેલી ઠાકુરશ્રીની બાબતથી સુરત નીવાસી શ્રીયૂત નાથાભાઇ નરોતમ દાસ મહેતાને અજબ અસર થઇ, અને ઠાકુરશ્રીના ઠેકાણાં માટે શ્રીયૂત બાબુ શીશીરકુમાર ઘોષને પત્ર લખ્યો તેના જવાબમાં બાબુ શીશીર કુમાર ઘોષે હાથરસ જંકશનના બુકીંગ કલાર્ક અટલબિહારી નંદીને ઠેકાણાં માટે પત્ર લખવા સૂચના કરી. તે ઉપરથી શ્રીયુત નાથાભાઇએ અટલબિહારી બાબુને પત્ર લખ્યો અને તેમના તરફથી ઠેકાણું મળતાં ઠાકુરશ્રીને કાશ્મીર નરેશની જમ્મુ ખાતે આવેલી ધમાર્થ ઓફીસમાં પહેલો પત્ર લખ્યો. વળતી ટપાલે જવાબ આવ્યો. અને તે જવાબથી

તેમનાં મન ઉપર એટલી બધી અસર થઇ કે તેમણે અને તેમનાં પુત્ર માણેકલાલે તથા વીઠ્ઠલદાસે પણ પત્રવ્યહાર ઠાકુરશ્રી સાથે ચાલુ કર્યો. વખત જતાં પત્રવ્યહારથી શ્રીયૂત નાથાભાઇનાં કુટુંબનો સંબંધ ઠાકુરશ્રી સાથે ગાઢો થયો એટલે કે તેમનાં કુટુંબમાં 'હરનાથ એજ ઇશ્વર છે' એવો દૃઢ અનુભવ બંધાયો.

ઠાકુરશ્રીનું અવાર નવાર કલકત્તા જવાનું થતું હોવાથી ત્યાંના ઘણાં લોકો તેમની વાતમાં રસ લેવા લાગ્યાં અને ત્યાંની ઠાકુરશ્રીથી સ્થપાયેલી "શ્રી હરનાથ તત્વ પ્રચારીણી સભા"યે ઠાકુરશ્રીએ ભગત લોકોને લખેલાં પત્રો એકઠાં કરી જનસમાજના કલ્યાણ માટે બંગાળીમાં અને ઇંગ્લીશમાં પ્રગટ કર્યાં. અને તેનો પ્રચાર કરવા શરૂ કીધું. આ પુસ્તકમાંના અંગ્રેજી પુસ્તકોના પત્રો શ્રીયુત નાથાભાઇએ મંગાવી અને હીંદુસ્થાન, યુરોપ, અમેરીકા વગેરે દેશોમાં પુસ્તકો મોકલી ઠાકુરશ્રીનો પરીચય કરાવવાનું કાર્ય શરૂ કર્યું. આ કામમાં તેમનાં પુત્રોએ ઘણીજ ઉત્સુકતાથી મદદ કરી. પરમાત્માનાં કામ પરમાત્મા કોઇ વ્યકિત મારફતે અજબ રીતે કરાવે છે. આ કામમાં ઠાકુરશ્રીનો હાથ હોવાથી હીંદુસ્તાનમાં તથા યુરોપ અમેરીકા વગેરે દેશોના આત્મજીજ્ઞાસુ લોકોમાં ભારે સણ સણાટી પેદા થઇ અને ઠાકુરશ્રીને જાણવા શ્રીયુત નાથાભાઇ ઉપર પત્રો આવવા લગ્યા. વખત જતાં ઠાકુરશ્રીના અનુયાયીઓમાં બહોળો વધારો થયો. ટુંકમાં ઠાકુરશ્રીને પ્રસીદ્ધમાં લાવવાનું પહેલું માન સદ્દગત શ્રીયુત અટલબીહારી નંદીને અને ત્યાર બાદ સુરત નીવાસી સદ્દગત શ્રીયૂત નાથાભાઇ નરોતમદાસ મહેતાને તથા હાલમાં મુંબઇમાં રહેતા તેમના પુત્રો માણેકલાલ તથા વીઠ્ઠલદાસને ઘટે છે.

ઠાકુરશ્રી ઇ. સ. ૧૯૧૪માં કાશ્મીર નરેશની નોકરીમાંથી પેન્શન ઉપર ગયા અને ત્યારબાદ પોતાનું જીવન હીંદુસ્તાનમાં જુદા જુદા

પ્રદેશોમાં ભ્રમણ કરી અસંખ્ય લોકોને પરમાત્માના મધૂર નામનું પાન કરાવી તેની રહેણી કહેણીમાં અદ્ભુત ફેરફાર કરી દીધા છે, અને તેઓ તેમના અનુયાયીઓ થયા છે. કલકત્તામાં ઠાકુરશ્રીની સ્થાપેલી શ્રી હરનાથ તત્વ પ્રચારિણી સભાની સંમતીથી હીંદુસ્તાનનાં જુદા જુદા પ્રદેશોમાં ઠાકુરશ્રીનો જન્મ મહોત્સવ ઉજવવામાં આવે છે જે પ્રસંગે ભગત લોકો ઠાકુરશ્રીને તથા શ્રીમતી કુસુમ કુમારી દેવીને પધરાવે છે અને તેમનું પૂજન સંકીર્તન કરે છે તથા ઉત્સવમાં ભાગ લેનારાઓ એક સાથે ભોજન લે છે. ઇ. સ. ૧૯૨૭ ના ૨૫ મી મેને દીવસે ઠાકુરશ્રીએ પોતાનાં મનુષ્ય દેહનો ત્યાગ કીધો. અને તેમનો અગ્ની સંસ્કાર તેમની મરજી મુજબ તેમનાં ઘર નજીક આવેલા બગીચામાં કીધો હતો. આ સ્થળે તેમની આજ્ઞા મુજબ એક મંદીર બંધાવવામાં આવેલું છે.

## અક્ષર ચિત્ર

આ નાના અક્ષરચિત્રમાં હાથ વતી કલમથી લખેલા ૨૨૫૦ અક્ષરો છે તેની અંદર પ્રેમપ્રભુ હરનાથ ઠાકુરનો પહેલો પત્ર તથા છેલ્લો સંદેશો (કાવ્ય) ચી. વાડીલાલે આત્મહિતાર્થે લખેલ છે તે અમોને પ્રગટ કરવા આપ્યો છે તો અત્રે પ્રગટ કરેલ છે.



# પ્રેમચૈતન્ય મૂર્તિ શ્રી હરનાથ ઠાકુરનાં
# શ્રી યુગલ ચરણ કમલ



શ્રી હરનાથ ઠાકુર કહે છે:—"મારા શ્રી ચરણનું ચિંતવન કરે
મારા પ્રેમ આકર્ષણથી અકારણ કરૂણા કરી અભય ચરણમાં
ખેંચી લઈ નિત્ય અભય સુખ આપીશ."

# ઠાકુર હરનાથનો છેલ્લો સંદેશો

ભારતભૂમિનાં અને અખીલ જગતનાં મારા માતા પિતા !

વ્હાલા માબાપ! હું આ છેલ્લો સંદેશો તમોને કહું છું; તે સાંભળો !

વ્હાલા ! ગાંડા માણસનાં મગજમાં જેમ એક પળમાં અનેક વિચારોનાં તરંગો ઉત્પન્ન થાય છે, અને બીજી પળે અગાધ મહાસાગરમાં સમાઇ જાય છે; તેમ આ પળે મારા હૃદયમાં ભયંકર તોફાન મચી રહ્યું છે. આ તોફાનનાં વિચારો હું કોઇપણ રીતે તમોને કહી શકું તેમ નથી–તો લખી બોલીને કેમ સમજાવી શકું ? !

વ્હાલા ! લખી બોલીને મ્હારાં વિચારો સમજાવવાની કોઇપણ શક્તિ મારામાં છેજ નહિ !......વ્હાલા ! મારો પરિચય આપવા હું અશકત છું; કારણ કે જો મ્હારી વાણીજ વિરામ પામી ગઇ છે તો કહો, હવે કયા સાધનથી સમજાવું ?

હે માબાપ ! કંઇજ ગુપ્ત રાખવા જેવું મારી પાસે નથી–તેમ કહેવા જેવું કંઇપણ મ્હારી પાછળ રાખીશ નહી. જે કહેવાનું છે તે બધુંયે હું તમોને કહી દઉં છું. છાનામાં છાની વાત હુ તમોને કહું છું તે સાંભળો. હે માબાપ ! આ વખતે હું જો મારી મેળેજ બંધાયો છું, તો હવે મને બાંધવા માટે (સાધન) દોરડાંની તમારે શી જરૂર છે ?...જો તમોએ મને પકડયો છે તો હવે સદાને માટે મને પકડી રાખજો. વ્હાલા ! તમારૂં અને મારૂં આ **આત્મલગ્ન** થયું છે એ પ્રેમની લીલા છે એમ નક્કી માનજો.

વ્હાલા ! આ વિશ્વ મારી રંગભુમિ છે; તે ઉપર અનાદિકાળથી હું ખેલ ભજવી રહ્યો છું. ખેલ ભજવવા માટે હું અનેકવાર આવું છું અને જાઉં છું! આવી રીતે કોણ જાણે કયાં સુધી મારે **સંતાકુકડી** રમવી પડશે? ખરેખર, મ્હારૂં જીવન **કોયડા** જેવું છે !!

મારાં શરીર અને મન બંનેયે હાલમાં થાકી ગયા છે. છતાં આવી થાકેલી સ્થિતિમાં હજુ આંહી હું કેટલો સમય ગાળીશ તેની મને જરાયે ખબર નથી ?! વ્હાલા ! ચારે બાજુનાં બંધનો હવે હું આ તનમનથી સહન કરી શકું એમ નથી, વળી આ વખતનો ખેલ પણ હવે જુનો થઈ ગયો છે; તેમજ આ ખેલ ભજવવામાં હવે મને જરાયે રસ પડતો નથી. આવાં કારણોને લઇ **હવે નવા દેશમાં નવો વેશ ધરવા માટે હું જાઉં છું અને પાછો નવો ખેલ ભજવવા માટે હું આંહી આવીશ.** વ્હાલા! હવે હું જાઉં તો પણ ઠીક છે અને રહું તો મને કંઇજ હાની જેવું નથી !! વ્હાલા ! મને જન્મોજન્મ તમારો ગણજો......**તમો બધાંઓ જન્મોજન્મ મારા રહો અને હું તમારો રહું એટલુંજ ઇચ્છું છું !!**

વ્હાલા ! આજ કાલ ડાહ્યામાં ડાહ્યા માણસો પણ માયાનાં ખોટાં તેજને ખરૂં તેજ સમજીને પ્રકાશ અને શાન્તિ મેળવવાની આશાથી માયાની પાછળ દોડી રહ્યાં છે, પણ તેમ કરવા જતાં અંતે તેઓ નિરાશ થાય છે અને પરિણામે ઘોર અંધકારથી તથા દુપટ દુઃખથી ઘેરાઇ જાય છે ! વ્હાલા ! એક તરફ સહુ કોઈ માયાનાં વિલાસમાં ફસાઇ ગયા છે અને

બીજી તરફ **આધ્યાત્મિક સૃષ્ટિ** ઘોર અંધકારમાં ડુબી ગયેલી મને દેખાય છે; આટલા માટે **માયાનાં ખોટા તેજથી ચેતતા રહેવા** તમોને હું ચેતવણી આપું છું. આ મારી ચેતવણીને કદિ પણ ભુલી જશો નહી.

વ્હાલા ! મારા જવા કે આવવાથી તમોને જરા પણ ચિંતા થશેજ નહિ; કારણ કે, તમો મારાં છો, જેઓ મારા ખેલમાં સામેલ થયેલા છે તેઓ મારા જવા આવવા માટે શું વાતો કે વિચારો કરશે ? ના.

જેમ કોઇ એક જાદુગર ખેલાડી ખેલ કરતાં કરતાં હજારો માણસોની આંખોમાં જાદુઇ ભુરકી નાંખીને મહા-સાગરમાં ઝંપલાવી દઇને (અદ્રશ્ય) ગુમ થઇ જાય છે; પણ તે જાદુગર ખેલાડી શું ખરેખર સમુદ્રમાં ડૂબી જાય છે ? ના. તે તો બધાં જોનારાંઓની વચ્ચેજ હાજર હોય છે પણ તેનાં જોડીદાર શીવાય બીજા કોઇ તે ખેલાડીને દેખી શકતા નથી. હે માબાપ ! આ જાદુગર ખેલાડીની પેઠે જો હું અદ્રશ્ય થાઉં તો તે માટે તમોને શું નવાઇ લાગશે ?! હા, ઘણાંકો તો મને અદ્રશ્ય થયેલો જોઇ ચિંતા કરશે પણ મને જાણનારાઓ છે તે તો મને હંમેશાં પોતાની પાસેજ હાજર છું એમ અનુભવશે. વ્હાલા ! જો કે દ્રશ્ય-અદ્રશ્યની મ્હારી આ સાદી રમત છે તો પણ તે અણઉકેલાયા કોકડાં જેવી વિદ્વાનોને અગમ્ય અને આશ્ચર્યકારક લાગે છે !!

વ્હાલા ! એક બીજો દાખલો આપું છું-જરા ધ્યાન આપો ! એક પાત્રને ત્રણ વખત જુદો જુદો પાઠ રંગભૂમિ ઉપર ભજવવાનો હોય છે તો તે પહેલો અને બીજો પાઠ

ભજવ્યા પછી શું અદ્રશ્ય થઈ શકે છે? નહિ. તે ત્રીજો પાઠ ભજવવાનો વેશ સજીને પ્રેક્ષકોની સામે હાજર થાય છેજ. નવનવા વેશથી ત્રણ પાઠ ભજવનાર એક પાત્રને પ્રેક્ષકો ઓળખી શકતા નથી પણ તેનાં સાથીયો (સાક્ષીઓ) તો તે પાત્રને દરેક વેશમાં સ્હેલાઇથી ઓળખી લે છે. આ દ્રષ્ટાંત મુજબ, '**આ રંગભુમિ ઉપર હું ભૂતકાળમાં આવ્યો હતો–હાલ વર્તમાનમાં આવ્યો છું અને ત્રીજો પાઠ ભજવવા માટે ભવિષ્યમાં હું પાછો આંહી આવીશ.**' હવે હું આવીશ ત્યારે પ્રેક્ષકો નહિ પણ મારા સાથી સ્નેહીઓ મને સ્હજમાં ઓળખી લેશે.

વ્હાલા! ઉપરનાં દ્રષ્ટાંત મુજબ હવે તમો મ્હારા જવા કે આવવા માટે વિચાર કે ચિંતા પ્રેક્ષકોની પેઠે કરશો નહી.

વ્હાલા! આ વખતનો ખેલ ભજવી હવે હું **બીજા દેશમાં જાઉં છું.. ...વ્હાલા! તમો સહુને સુખી જોતાં જોતાં હુ બીજા દેશમાં ચાલ્યો જાઉં છું....**

વ્હાલા! તમો બધાંઓ **મારી હંમેશની કીર્ત છો. તમો સહુ સંપુર્ણ પવિત્ર બનો,** એ મારી હંમેશની ઇચ્છા છે!!

તમારા સ્વામિની સેવા સિવાય બીજે કયાંય જશો નહી. ચાર દિનની ચાંદની જેવો બહારનો મોહ દેખી મોહીત થશો નહિ. જો નયન સુંદર મોહને વશ થશો તો હ્રદય સુંદર સુખને ગુમાવી બેસશો. **હ્રદયનો ચિરસ્થાયી પ્રેમ તો ફક્ત સ્વામી સેવાથી** જ **મળે છે;** માટે સ્વામિની સેવા ભક્તિ કરીને સ્વામિનાં સર્વોત્તમ પ્રેમને મેળવી **સ્વામીસુહાગિણિ બનજો** અને **સેવા સુંદરીનું પદ પ્રાપ્ત કરજો!**

હવે છેલ્લામાં છેલ્લી એક વાત કહી દઉં છું કે, તમારો બાકી રહેલો પાઠ તમે ભજવતા રહેજો!!

તમારો સ્નેહી—હર૦

પ્રિય વાચક ! ઠાકુર હરનાથનું જીવનચરિત્ર હવે સંપૂર્ણ થાય છે પણ દીવ્ય ચરિત્ર તો સ્વયં શ્રી હરનાથજી તમોને સંભળાવશે !

ભકતોનો સેવક,
વિઠ્ઠલ.



# વિશ્વપ્રેમી યુગલ.

## શ્રી કુસુમ હરનાથ પ્રતિ પત્રો.

તથા

## શ્રી પાગલ હરનાથનાં પત્રો.

### પત્ર ૧ લો.

પ્રિય !

હમેશાં ચકચુર રહેજો હરિનાં નામમાં......મનમાં સ્થાન આપશો નહી શુચિ-અશૂચિને......આ જગતમાં જરાયે અશૂચિ નથી, જો કદાચ જરી તરી અશુચિ ક્યાંય હશે તો તે કૃષ્ણ નામનાં સ્પર્શમાત્રથી શૂચિતમ બની જશે. માટે હું કહું છું કે, પ્રિય ! જાગતા ને ઉંઘતા દરોજ ડુબ્યા રહો શ્રી હરિનાં નામમાં......નામ એજ મંત્ર છે-નામ એજ તંત્ર છે અને નામ એજ ઇશ્વર છે. કૃષ્ણનાં કરતાંયે કૃષ્ણનું નામ મોટું છે નામ કરતાં બીજું કંઇજ મોટું નથી......આવું સુખ અને શુભ દેનારૂં શ્રી હરિનુ નામ રટાય નહિ એજ મારા દુર્ભાગ્યનું અને સત્ર ભયનું કારણ છે. જો નામમહામંત્રથી જન્મમરણનાં ભવરોગનું નિવારણ થાય છે; તો સાધારણ દેહનાં દરદો મટી જાય તેમાં તે શી નવાઇની વાત છે ? ! વ્હાલા ! જરા સરખી પણ ચિંતા કર્યા વિના ફકત નામ રટયા કરો ! જો સતત નામ રટયા કરશો તો જગત તમારૂં થઇ જશે અને તમો જગતનાં થઇ જશો. પ્રિય ! જો હમેશાં સતત નામ રટ્યા કરશો તો તમો નિત્યાનંદમાં ડુબ્યા રહેશો; એટલુંજ નહિ પણ તમોને શોકની છાંયા સરખીયે દેખાશે નહિ. આધિભૌતિક—આધિ દૈવીક કે આધ્યાત્મિક આદિ અનેક ભયોમાંથી

એકપણ ભય તમોને રહેશે નહિ. સઘળાં ભયો ભય પામીને તમારી પાસેથી ભાગી જશે અને તમો હમેશને માટે ભય ચિંતા રહીત બની જશો ! વ્હાલા ! વળી ફરી ફરીને હું તમોને કહું છું કે: જીવનો ઉદ્દેશ અને જીવનું કર્તવ્ય એકમાત્ર નામ રટવું એજ છે......ઇંદ્રનું ઇંદ્રભૂવન પણ નામ વિના મહા ઘોર નરક જેવું લાગે છે......કૃષ્ણને ભુલી જવાથી જીવ માયાનો દાસ બની રહે છે અને કૃષ્ણનામ રટવાથી જીવ જીવન્મુકત થાય છે. માટે વળી ફરીને કહું છું કે;—હજુ જીવનનો જેટલો વખત બાકી રહેલો હોય તેટલો વખત શ્રીહરિનું નામ રટીને જીવનનું સાર્થક કરી લો ! વ્હાલા ! નિશ્ચય માનજો કે; નામસ્મરણ વિના શીવપદ કે બ્રહ્મપદ કંઇજ કામનું નથી......આ જગતમાં સુખદુ;ખ ક્ષણિક છે; માટે તેમાં મુંઝાઇ રહી કૃષ્ણને ભુલી જવા અને અંજલી અંજલી ઝેર પીવું એ બંને સરખા વાત છે ! !

તમારોજ—હર.

## पत्र १ लें

प्रिय !

हरदम मस्त रहो हरिके नाममें......शूचि अशूचिको मनमें स्थान कभी मत दो । यह जगतमें अशूचि हयही नही......यदि होंगी तो कृष्ण नामका स्पर्शसें शूचित्तम बन जायगी । निश्चित हो के, शयने स्वप्ने हमेशा नाममें डूबे रहो......नाम मंत्र हय—नाम तंत्र हय—नामही ईश्वर हय । नामसे बडकर कुछ नहि हय......कृष्णसें कृष्ण नाम बडे हय......गुरुत्तर हय । दुर्भाग्य हय हमारे जीससें ऐसा सुखद शुभद नाम हम ले शकते नही...... यह हमारा दुर्भाग्य व भयका कारन हय......नाम महामंत्र बलसे भवरोग निवारन होते हय तो देहीक व्याधि निवारन होनेमें क्या आश्चर्य ?...... निश्चित हो कर नामकर......नामसे जगत अपना बनेगा आपन जगतका बनेगा......नाम स्मरणसे नित्यानंदमें डूबे रहोंगे निरानंदकी छायाही द्रष्टिपंथे नहि पडेगी......आधिभौतिक—आधिदैविक—आध्यात्मिकादि भव

तुम्हारी पाससे भयभीत होकर पलायन कर जायग...तुम निर्भय व निश्चित बनेंगे नित्य। हम पूनः पूनः कहते हय—' नामस्मरण करना ' यही जीवका परम कर्तव्य व जीवनका अंतिम ऊद्देश हय. नाम भूलनेसे स्वर्गका ईन्द्रत्वही महा नरकभोगमध्यें परिणमते हय. कृष्ण भूलनेसे जीव मायाको दास होते हय और कृष्ण स्मरणसे जीव जीवन्मूक्त होते हय. अब जीसका जीतना जीवनकाळ अवशेष हो, कृष्णका नामस्मरण करके जीवनकी सार्थकता संपादन करले। कृष्ण भूलनेके बाद ब्रह्मत्व शीवत्वही अनित्यत्व हय...... सुखदुःख क्षणीक हय. ईसमें मूर्च्छित हो कर कृष्णको भूल जाना वह अंजली अंजली झहरपीना एकही बात हय।

तुम्हाराही—हर.

## પત્ર ૨ જો.

પ્રિય યતીન !

તમારો પત્ર વાંચીને રડયો છું ! કારણ કે તમોને ઉપયોગી થાઉં એવી લેશમાત્ર શકિત મારામાં નથી. ભાઇ ! હું કેવળ અશકત છું તથા સત્ય માનજો કે હું મહા દરિદ્ર છું. કૃષ્ણ પ્રેમ હીન હું દીન છું. જો કદાચ મારામાં કંઇપણ હતે તો તે તમોને ખુશીથી આપી દઇને હું કૃતાર્થ થાત. જો કે હું દિન હીન છું તો પણ એટલું તો કહી શકું છું કે, તમોએ જે જે લખ્યું છે તે સઘળું દયામય કૃષ્ણે સાંભળ્યું છે; માટે તે તમારૂં હૃદય પરમપવિત્ર કરી તમારી સઘળી ઇચ્છા પુર્ણ કરશે. તે વાંચ્છા કલ્પતરૂ હોવાથી સહુની સર્વ ઇચ્છા પુર્ણ કરે છે; તો તમારી ઇચ્છા પણ પુર્ણ કરશેજ એ નિઃસંદેહ છે. જો નિશ્ચિંત મનથી કૃષ્ણનામસ્મરણ કરશો તો પરમ આનંદ તથા સંપૂર્ણ શાન્તિ તમો જોત જોતામાં મેળવી શકશો; તથા તમારી છાંયામાં બેસીને અનેક તપ્ત મનુષ્યો પણ શીતળતા અનુભવશે. ભાઇ ! તે દિવસો હવે દુર નથી. કૃષ્ણનાં કરતાં કૃષ્ણ નામ વધારે બળવાન તથા શાન્તિ દાયક છે. નામ જેવો સજીવ મહામંત્ર બીજો છેજ નહી, માટે

દ્રઢ વિશ્વાસથી નામ રટયા કરો. શ્રધ્ધા વિના પણ નામ રટશો તોયે તે નિષ્ફળ જશે નહી. બે દિવસની દુનિયાને હમેશની શાન્તિનું સ્થાન સમજવાની ભુલ કરશો નહી. આ પૃથ્વિ ઉપર જે કંઇ ચિરસ્થાયી જેવું દેખાય છે તે મારે માટે તો ક્ષણિક છે. કારણ કે પૃથ્વિ તો જેમને તેમ રહેશે પરંતુ હું હમેશને માટે રહી શકું એવો સંભવજ નથી. હું હમણાં છું અને પલકવાર પછી ન પણ હોઉં, એટલા માટે હું બે દિવસની દુનિયાને હમેશની સમજીને સાચું શાન્તિ નિકેતન ભૂલી ન જાઉં એવી દયામયની પાસે પ્રાર્થના કરૂં છું. પ્રભુ ! મારા મનની ભ્રાંતિ દુર કરો...ભાઇ ! આ સંસારનાં ક્ષણિક સુખ-દુઃખમાં કે પુત્રપરિવારનાં માયીક મોહમાં મુગ્ધ થઇને, સર્વ સમય સંજોગનાં સંગીસાથી— અકપટ બંધુ કૃષ્ણને તથા ભવસાગરની મુસાફરીમાં ભાતારૂપ કૃષ્ણનામને ભુલી જશો નહી......નામ ભૂલશો નહી. સર્વ શાન્તિનાં આધારરૂપ તથા બીજસ્વરૂપ એવા નામનો વિશ્વાસ રાખવો તથા મન વચન કાયાથી તેનો આશ્રય લેવો એ સહુનું સાચું કર્તવ્ય છે. જે બંધુમિત્રની પાસે રહેવાથી હમેશા હરિકથા થયા કરે તેનેજ સાચો બંધુમિત્ર સમજજો; પરંતુ જે આ સંસારનાં અનેક બંધનોને વધારે દ્રઢ અને સખ્ત કરે તે સાચા બંધુપદને લાયક નથી એમ નિશ્ચય માનજો. આ સંસારનાં સઘળાં કાર્યો એક ફરજ તરીકે સમજીને કરો અને નામને તો પોતાનું પરમમંગલ તથા પ્રીતિદાયક પ્રાણધન સમજીને પ્રાણકરતાં પણ અધિક પ્રેમથી ચાહો. પ્રાણ તો કદાપી કોઇને આપશોજ નહી. પંચભૂતનું આ શરીર પૃથ્વિને માટે આપો અને કૃષ્ણનાં પ્રાણમન કૃષ્ણને અર્પણ કરી સદા સુખસમુદ્રમાં ડુબ્યા રહો. આ પ્રમાણે વર્તશો તો કદાપી દુઃખ દેખશો નહી કે કોઇને ભયરૂપ થશો નહી. ભાઇ ! જે જગતનું બીજ અને જગતનું મુળ કારણ છે તેને ચાહશો તો સકળ જીવને તથા સર્વ વસ્તુને ચાહ્યા ગણાશે. જેમ વૃક્ષનાં મુળમાં પાણી સીંચવાથી તે જેમ વૃક્ષનાં સર્વાંગમાં પહોંચી જાય છે તેમ કૃષ્ણને ચાહવાથી તે ચાહ સર્વને પહોંચી જાય છે. જેનાં તમે પ્રેમબંધુ છો તેનાં સ્થાવર જંગમ પણ બંધુ છે; માટે મનવચન કાયાથી સર્વ કારણનાં કારણ કૃષ્ણને ચાહવા

એ સહુનું સાચું કર્તવ્ય છે. શાસ્ત્ર કહે છે કે, જે માણસ કૃષ્ણને ભજે છે તેજ મહાચતુર છે......

લોહીમાંસનાં શરીરવાળી માને કૃષ્ણતુલ્ય ગણવી એ સહુનું કર્તવ્ય છે. જે માતાયે આ પીંડને ગર્ભમાં ધારણ કર્યો—જન્મ આપ્યો-પછી પાલન પોષણ કર્યું તે માતાને સાક્ષાત ઈશ્વર નહી ગણો તો પછી ઇશ્વરત્વ કયાં છે ? જેમ ઇશ્વર જગતનું ધારણ પ્રસવ પાલન પોષણ કરે છે તેમ માતા આપણા શરીરનું કરે છે; તો પછી મારો સાક્ષાત ઇશ્વર મા કેમ નહી ? દાખલા તરીકે જે મુર્તિને પુજ્ય ગણી હું માનું છું તે શિવાય બીજાની દેવમુર્તિને ધૃણા કે અવમાનના કરી હું ન માનું તો તેથી મને પાપ લાગે કે નહિ ? જો મારી માને દેવી ગણીને બીજાની માનું અપમાન કરૂં તો તેથી હું મહાપાપી થાઉં છું. તે માટે કહું છું કે, પોતાની માની પેઠેજ બીજાની માને પણ માન આપજો. કુતરા બીલાડાંની માને દેખી તેની ધૃણા કરશો નહી. જે માતાયે હૃદયનું રકત આપી તમારૂં પાલન પોષણ કર્યું છે તે માતાની હૃદયની પ્રેમભકિત સહીત સેવા કરવી એ તમારૂં કર્તવ્ય છે. મા જેવો બીજો સાક્ષાત દેવ કોઇ નથી. ઇંદ્રચંદ્ર આદિ તેત્રીસ કરોડ દેવો માતાનાં શરીરમાં વસે છે એમ નકકી માનજો. પોતાની સ્ત્રીને રમતનું રમકડું સમજી લઇને સર્વશકિત હારી જશો નહી. પોતાની સ્ત્રીને આ લોક તથા પરલોકની મુખ્ય સંગિણી સમજજો, પણ સમજશો નહી ક્ષણિક રમતનું રમકડું સ્ત્રીને. સ્ત્રીને નિત્યસંગીણી ગણી તેને ઘટતો વ્યવહાર રાખવો ઉચિત છે. તેને ઘટતું માન આપજો અને દરેક કાર્યમાં સાથે રાખજો; તેના ગુણને ગ્રહણ કરજો અને તમારા ગુણ તેને આપજો–આ પ્રમાણે ગુણની આપલે કરવાથી તમો મહા ધનવાન થશો અને બેનાં એક થઇ જશો. આવા પ્રાણૈકયમાં ઔર આનંદ મજા છે. જો પ્રેમ કર્યો છે તો તે બે દીવસમાં ભૂલી જવાય નહી તે માટે સાવચેત રહેજો......કુટીલ કામને વશ થઇ નિત્ય સુખને ગુમાવી દેશો નહી .... તમો મારો પ્રેમ સ્વિકારશો અને સહુને આપશો.

તમારો આશ્રિત—હર.

## पत्र २ रा

**प्रिय यतीन !**

तुम्हारा पत्र पढके अश्रुपात हो गया. सबब मंय अशक्त व निरुपयोगी हो चूका तुमारे लीये. तुमारे लीये काममें लगे वैसी कोई शक्ति मेरेमें नहि हय मंय असमर्थ व महादरिद्र हुँ. कृष्ण प्रेम हिन दिन हुँ. यदि मेरेपास कुछ मी होते तो वह तुमको खुशीसे देके मंय कृत्तार्थ क्यों न बनते ? किन्तु मंय कहता हुँ,—जो बात तूमने लीखी हय वह सब बात कृष्णने सुन लीये हय अब वह तुम्हारा हृदय परम पवित्र करके तुम्हारी सर्व इच्छा पूर्ण करेंगे. वो वांच्छा कलपतरु होनेसे सर्व की समस्त ईच्छा पूर्ण करते हय तो तुमारी ईच्छा निःसंदेह पूर्ण करेंगे......निश्चित मनसें नाम रटते रहोगे तो परम आनंद व संपूर्ण शान्ति देखते देखतेही तुम प्राप्त कर शकोंगे और अनेक संतप्त मनुष्य तुमारी छायामें बैठके शीतलता अनुभवेंगे. ऐसे दिन अब दुर मत समजो. कृष्ण अपेक्षा कृष्णका नाम अधिक बलवान व परम शान्ति-दायक हय. नाम जैसा सजीव महामंत्र अन्य नहि हय. दृढ विश्वाससें या अविश्वाससे भी नामस्मरण करनेसे निष्फळ नहि जायगा.—दो दिनकी दुनियाको चिरशान्तिका स्थान मत समझो. यह पृथ्विमें जो कुछ दीख पडते हय वह चिरस्थायी होनेसेही मेरे लीये क्षणस्थायी हय. मतलब यह हय पृथ्वि तो ज्योंकी त्यों रहेंगी लेकीन हमारा रहना असंभव्य हय. यह पलमें हमारा अस्तित्व हय और दुसरी पलमें अनस्तित्व होना संभव हय. ऐसा सोचके दो दिनकी दुनियाको नित्य समझके मंय अनंत शान्ति निकेतन नहि भूल जाऊं, तदर्थे दयामय समीपे प्रार्थना हय. प्रभो ! मेरा मनकी भ्रान्ति दुर कीजे. बंधु ! यह संसारका क्षणिक सुखदुःखमें—पुत्र परिवारका मायीक मोहमें मुग्ध होकर, सर्व समय संजोगका संगीसाथी अकपट बंधु कृष्णको और भवसागरकी मुसाफरी का सम्बल—कृष्ण नामको मत भूलो......नाम भूलना नहि......सर्व शक्तिका आधार और बीजस्वरुप नामका विश्वास रखना एवं कायमनोवाक्ये ऊसीका आश्रय करना सकलका कर्तव्य हय...

जो बन्धु मित्रके संगमें सदैव हरिकथा होवे ऊसीको सच्चे बन्धु-मित्र समझो किन्तु यह संसारके अनेक बंधनोंको और जोर तोरसे दृढ व सख्त करते हय ऊसीको बंधु पदके योग्य मत समझो. संसारका समस्त कार्यो फरज समझके करते रहो किन्तु नामको अपना परम मंगल व प्रीतिदायक प्राणधन समझके प्राणसे अधिक चाहते रहो......कदापि कीसीको प्राण मत दो. पृथ्विका शरीर पृथ्विको अर्पण करो और कृष्णका प्राण मन कृष्णको सर्मपण करके सुखसमुद्रमें डूबे रहो.........

बाबा! ऐसा प्राणसमर्पण करेंगे तो दुःख व भयकी प्रतिछाया भी आपको कभी नहि दीख पड़ेगी......जो जगदबीज व जगतका आदि कारण है ऊससें प्यार करनेसे सकल जीव और सकल वस्तुको प्यार पहुँच जाते हय. जैसे गाछके मूलमें जल सींचनेसे वह जल सर्वांगमें पहुँचते हय वैसे कृष्णसें प्रेम करनेसे समस्त विश्वको प्रेम पहुँच जाते हय......बाबा! जीसका आप प्रेम बंधु हो ऊसका स्थावर जंगम भी बन्धु हय. अब मनवचन कायासें सर्व कारणका कारण कृष्णसे प्रेम करना सबीका कर्तव्य हय. शास्त्र कहते हय-' जो कृष्ण भजते हय वो बडा चतुर हय.''

रक्त मांसका देहवाली अपनी माको कृष्ण समझना चाहिये. जो माताने यह शरीरको धारन किया जन्म दिया-बाद पालन पोषन किया हय वो माताको साक्षात ईश्वर नहि समझेंगे तो अन्य ईश्वरत्व कहां हय ? ! जैसे ईश्वर जगतका धारण-पालन पोषन करते हय वैसे माता अपना शरीरका करती हय तो मा अपना साक्षात ईश्वर क्यों न हो ? जैसा मंय मेरा इष्ट देवको पूज्य समझताहुँ वैसा अन्य का इष्ट देवको मंय नहि समझु तो क्या हमको पाप नहि लगेगा ? हमारी माको हम देवी समझे और अन्यकी माकी घृणा करुं तो क्या महापाप नहि होगा ! कहना यह हय, अपनी माताके समान अन्यकी माताको देखते रहेना सभीका परम कर्तव्य हय. कुत्ता बीलाडाकी माको कनिष्ट समझके कभी घृणा करना ऊचित नहि हय. हृदयका रक्त देके पालन पोषन करनेवाली तुम्हारी माकी हृदयका प्रेमभावन

सेवा करना तुम्हारा एक मात्र कर्तव्य हय. माताके समान साक्षात् देव अन्
नहि हय. इन्द्र चन्द्रादि तेंतीश कोटी देवो माताका शरीरमें विद्यमान ह
वो निश्चय मान लो......बाबा ! सामान्य पलक प्रमोदकी पूतली स्त्रीक
समझके ईह परलोककी शक्ति मत हार जाओ. स्त्रीको ईह परलोककी प्रधा
संगिणी समझना चाहिये......स्त्रीको पलक प्रमोदकी पूतली समझनेक
भूल मत करना ! किन्तु चिरसंगिनी समझके यथा योग्य मान सन्मान करन
ऊचित हय. स्त्रीको योग्य मान देना और सकल कार्योमें ऊपयुक्त रखना..
स्त्रीका गुण तुम ग्रहन करो तुम्हारा गुण स्त्रीको प्रदान करो. ऐसे गुनो क
आपले करनेसें तुम महा धनवान बनेंगे...दो का एक हो जायगा बा
अवर्णीय आनंदका ऊपभोग करते रहेंगे. द्वैतसें अद्वैत-दो प्रानसें एकप्रान
प्रानैक्यकी मझा-मस्ति अनोखी हय. बाबा ! प्रेमीक बननेके बाद दो दिन
प्रेमको मत भूल जाओ. सावधान रहो सावचेत रहो. कूटील कामके ब
होकर नित्य सूखका विसर्जन मत कर दो......मेरा प्रेम स्विकारना
सबको देना.........

तुम्हारा आश्रित—**हर.**

## પત્ર ૩ જો.

હે મા ! ( નગેનબાબુનાં ધર્મપત્નિ )

માળા ફેરવવાની વાતમાં જીજ્ઞાસા કરવા જેવું શું છે ?...હે મા
મળમુત્ર ત્યાગ કરતી વખતે કોઇની નજરે રત્ન દેખાય તો તે માણસ "
અપવિત્ર છું" એમ સમજી તે રત્ન ઉપાડી લેવામાં શું વિલંબ કરશે ?
રત્ન મેળવવા ટાણે કોઇ મનુષ્ય પવિત્ર અપવિત્રનો વિચાર કરતુંજ નથ
તો પછી માળા હાથમાં લેવા ટાણે અને માળાથી જાપ કરવા ટાણે પવિ
અપવિત્રતાનો વિચાર શા માટે કરવો ? મા ! જે વસ્તુ સદાય પરમપવિ
છે તેમાં અપવિત્રતા કેમ હોઇ શકે ? મા ! તમો નિત્ય શુદ્ધ છો. જો તમા
સ્પર્શ માત્રથી અપવિત્ર વસ્તુ તથા જીવમાત્ર તેજ પળે પરમપવિત્ર થ

જાય છે, તો તમે માળા જપવામાં તમારા માટે જરા પણ સંશય કરશો નહી. હે મા ! કદાચ પાપી માણુસ પોતાનાં પાપનાં ડરથી ગંગામાં સ્નાન કરશે નહી તો તેનાં પાપ બીજે કયાં ધોવાશે ? પાપીયોને લીધે તો ગંગાનું આટલું માન અને મહાત્મ્ય છે. પાપીયો નહી હતે તો બીજા કોઇ ગંગાને આટલી પવિત્ર માનતજ નહી. હે મા ! હવે બધા વિચારો મુકીને પ્રાણ-મનથી તે રસમય કૃષ્ણનાં નામને કંઠનું ભૂષણ બનાવો એજ મારી પ્રાર્થના છે. કૃષ્ણનામ સમાન મહામંત્ર છેજ નહી...હે મા ! " હોય અદ્ભુત પણ શુધ્ધ થાય છે, જો કૃષ્ણ નામ ભજાય છે" કૃષ્ણ ભજન કરવું એજ એક માત્ર મનુષ્ય જન્મનો મુખ્ય હેતુ છે. મા ! ભજન કર્મ હેતુ, ભુલી જવાથીજ જીવકર્મ બંધનથી બંદીવાન થઇ જાય છે.

" હું દાસ છું, કૃષ્ણ દાસ છું—એ વાત, જીવ ભૂલી જાય છે; તેજ પળે માયા પીશાચી, કંઠ ફાંસી દેય છે." મા! કૃષ્ણને ભૂલવાથીજ જીવ માયાનો દાસ બની માયાનાં બંધનમાં બંધાય જાય છે. માટે કહું છું કે; હે મા! કૃષ્ણને ભુલીશમાં......મા! કૃષ્ણ મેળવવાનો મુખ્ય ઉપાય તેનું નામ રટવું તથા દીવસરાત નામમાં ડૂબ્યા રહેવુ એ છે. મા! જેઓ સુશીતલ તલાવમાં રહે છે તેઓને સુર્યનાં પ્રખર કીરણો શું તપાવી શકે છે ? જે સુર્ય તાપ જગતનાં સઘળાં જીવોને હાહા કરાવે છે—તપાવે છે તેજ મહાતાપ જળમાં ડૂબેલા જીવને જરાએ અસર કરી શકતો નથી; તે પ્રમાણે જેઓ કૃષ્ણ નામમાં અને કૃષ્ણ પ્રેમમાં ડુબ્યા રહે છે તેઓને માયાની લાખો રમતો કંઇ અસર કરી શકતીજ નથી.........કૃષ્ણ નામ શીવાય બીજો એકે ઉપાય હું જાણતો નથી, માટે પ્રાર્થના કરી કહું છું કે; મા ! સદૈવ નામ રટયા કર. મા! નામ રટતાં રટતાં પ્રેમ પ્રગટ થશે અને પ્રેમ પ્રગટયા પછી તે પ્રેમનાં પ્રભુ શ્રીહરિને સાક્ષાત મેળવી શકશો.

તારો—હર

## पत्र ३ रा.

**हे मा !** ( नगेन बाबुका धर्मपत्नि. )

माला फिरानेमें अब शंसयको स्थान कहां हय ? मा ! मलमूत्र त्यागते समय कभी मिट्टीमें रत्न पडा हुवा नझर में पड जावे तब 'हम अपवित्र हय' ऐसा समझके रत्न ऊठाने में क्या कोई आदमी बिलंब करेंगे ? रत्न ग्रहण करते समय पवित्र अपवित्रताका बिचार नहि करते हय तो माला हाथमें ग्रहण करते समय-व मालासें जाप करते समय पवित्र अपवित्रताका विचार क्यों करना ? मा ! जों वस्तु नित्य परम पवित्र हय ऊसमें अपवित्रता कैसे संभवे ? मा ! तूम नित्य शुद्ध हो. तूम्हारा स्पर्शसें अपवित्र बस्तु व जीवमात्र तत्क्षणे परमपवित्र हो जाते हय ऐसा तूम नित्य पवित्र हो. मा ! अब माला जापमें तनीकभी तर्क करना अनुचित हय. हे मा ! यदि पापी मनुष्य अपना पापके डरसें गंगास्नान नहि करेंगे तो अन्य कोन स्थानमें जाके पाप प्रक्षालन करेंगे ? पापी विश्रमाम होनेके सबबसें तो गंगाका विशेष मान-महात्म्य हय. पापी नहि होते तो गंगाको अन्य कोई पवित्र कैसे मान शकते ! हे मा ! अब सब ख्यालोंको फैंक करके, प्रानमनसें वो रसमय कृष्णका नामको कंटभूषण करलें यही मेरी प्रार्थना हय...कृष्ण नामके समान महामंत्र अन्य नही हय. हे मा ! " कृष्ण भजबेसें अछुत भी शुद्ध होते हय. " मनूष्य जन्मका मूख्य हेतु हय कृष्ण भजन. मा ! भजन कर्म भूलनेसें जीव कर्मबंधनसें बंदीवान होते हय.

" में दास हुँ-कृष्णदास हुँ, यह बात जीव भूल जात हय, वांही पले माया पिशाची, कंठ फांसी देत हय. " मा ! कृष्णको भूलनेसेंही जीव मायाको दास बनके मायाका बंधनमें फंस जाते हय. यह शोचके में कहता हुं मा ! कृष्णको कदापि भूलना नहि. मा ! कृष्णप्राप्तिका मूख्य ऊपाय अहर्निश कृष्ण नामस्मरण करनेका हय. मा ! जों सूशीतल जलमें मग्न हय, प्रखर सूर्यकिरण ऊसीको स्पर्श करके कष्ट दे शकते हय ? प्रखर तापसें सूर्य जगत जीवको त्राही त्राही पुकरावते हय किन्तु जलमग्न व्यक्तिको कूछ नहि कर शकते. यह द्रष्टांतानूसार-जों कृष्णनामस्मरणमें व

कृष्णप्रेममें डूबे रहते हय ऊसीको मायाकी लक्ष चेष्टाभि कुछ असर नहि कर शकती हय.... कृष्णनामशिवाय अन्य ऊपाय हय या नहि–हमको मालुम नहि. मंय प्रार्थना करके कहता हुँ–मा ! सतत नामस्मरण कर. मा ! नाम रटतें रटतें प्रेम प्रगट होगा, प्रेम प्रगट होनेके बाद प्रेमका प्रभु श्रीहरिको साक्षात प्राप्त कर शकोंगे.

तेरा—**हर.**

## પત્ર ૪ થો.

**પ્રિય ક્ષીરોદ !**

મને હવે વધારે પાગલ બનાવો નહી. તમારો પત્ર વાંચતા મને ઘણી ચિંતા થઇ છે. કોણ જાણે તેં શું લખ્યું છે ? ! એવી રીતે મને લખવું ઠીક નથી. મને તમારો નિજજન સમજી સુખી કરો...હું મહા પાખંડી અને દંભી છું છતાં તમો તમારા પ્રેમને લીધે મારા દોષોને દેખી શકતા નથી. કહેવત છે કે "Love is Blind" પ્રેમ એ આંધળો છે, તેથી તમો મને દરેક રીતે સારો ગણો છો. કોઇ પોતાનાં બાળકને ખરાબ દેખતું જ નથી તેમ તમે મને જુઓ છો. તારા પત્રમાંનાં દરેક અક્ષરોમાં પાગલ નો ચહેરો દેખાય રહ્યો છે...મનને પાકા ઘડામાં પુરી મુક. વહેવું એ પાણીનો સ્વભાવ છે; તે પળવાર પણ સ્થિર રહી શકતું નથી; પરંતુ જો ઘડાની અંદર ભરી રાખીયે છીયે તો તે હમેશાં સ્થિર રહે છે. તેમ મનને મજબુત ઘડામાં ભરી રાખવાથી સ્થિર રહી શકે છે...મનની ચંચળતાનાં બે મહાન કારણ છે તેમાં એક કામિની અને બીજું કાંચન છે. આ બેમાંથી કામીની પ્રધાન કારણ છે; માટે જો મનને સ્થિર કરવું હોય તો સ્ત્રીયોનાં સહવાસથી દુર રહેજે. નદીને કાંઠે ખોદેલા કુવામાંનું પાણી નદીના પાણીની વધઘટ સાથે વધે ઘટે છે એ શું તું જાણતો નથી ? જેમ કુવાનાં પાણીને નદી ખેંચી લે છે તેમ કામિની રૂપ નદી પણ મનને ખેંચી લે છે માટે કામીનીનાં સહવાસથી દુર રહેવું એ સલામતી ભરેલું છે. મનને સખ્ત ઘડામાં બંધ કરી દીધા પછી મોટી નદી રૂપ સ્ત્રીસંગમાં રહેશો તો પણ

તમોને અડચણ આવશે નહી. નદીમાં ડુબાવી રાખેલો ઘડો પાણીથી ભરેલોજ રહે છે, તેને નદીમાં વધઘટ થતાં પાણીની કંઇ અસર થતીજ નથી. તે ઘડો હમેશાં જળપુર્ણ રહે છે. ભાઇ ! જો સાપ સાથે રમવું હોય તો પ્રથમ સાપને વશ કરવાનો મંત્ર શીખવો પડે છે માટે મંત્ર શીખ્યા વીના સાપ પકડવા જશો તો સાપ કરડશે–ઝેર ચડશે અને પરિણામે પ્રાણ ગુમાવી બેસશો એ નિઃસંદેહ માનજો. ભાઇ ! પ્રથમ મંત્ર શીખજો અને ત્યાર પછી સાપ પકડવા જજો. જો રાજા થવું હોય તો પ્રથમ ભિક્ષા માગતાં શીખજો. ભાઇ ક્ષિરોદ ! મનને મજબુત દોરડાથી બાંધી રાખજો કે જો પછી વચ્ચમાંથી છટકી જાય નહી. રસીકો કહે છે, “ સ્ત્રીરૂપ નદીમાં કોઇ નહાવા પડશો નહી. ” ઇત્યાદિ. અગાધ સમુદ્રરૂપી સ્ત્રીમાં અજાણપણે કોઇ ઝંપલાવશો નહી—પ્રકાશ દેખી પતંગીયાની પેઠે બળી મરશો નહી. સાવધાન ! સાવધાન ! આ નિરાનંદમય જગતમાં જે આનંદથી રહી શકે છે તેજ ખરો ચાલાક છે. શોકનાં સ્થાનમાં શોકમગ્ન રહેવું—દારૂડીયાની સાથે દારૂડીયા થઇ રહેવું અને ચોરની સાથે ચોર બનીને રહેવું એમાં કાંઇ નવાઇ જેવું નથી પરંતુ દુર્ગુણીઓની સાથે સદગુણી બનીને રહેવું અને વીપરીત ગુણોનો પલટો કરી પોતાનાં જેવા સદગુણી બનાવી દેવા એજ ખરી બહાદુરી તથા પ્રશંસાપાત્ર વસ્તુ છે ! દુઃખનાં દેશમાં પણ હસતા રહેવું એજ રસીકતા તથા મહા સાધનની સાબીતી છે. વળી ફરીને કહું છું કે સાવધાન રહેજો અને સ્ત્રીને સહધર્મિણી ગણજો પણ ભૂલથી રમતનું રમકડું સમજશો નહી. સોનાની સીતા બનાવીને રામચંદ્ર રાજસૂયજ્ઞ કરી ગયા છે કારણ સ્ત્રીમૂર્તિને અંતરમાં રાખી ચિંતવન કરવાથી જે સુખ મળે છે તેવું સુખ નજીક રાખવાથી મળતું નથી. સ્ત્રીને નજીક રાખવી તેનું નામ માયા છે અને દૂર રાખીને અંતરથી ચિંતવન કરવું તેનું નામ પ્રેમ કે અનુરાગ છે. ચારે દિશામાં દ્રષ્ટિ રાખી ચાલે છે. તેનું નામ ચતુર......... ઘણી વાતો મનમાં રહી ગઇ છે તે વખત આવ્યે કહીશ લખવાથી પાર આવશે નહી. મનમાં રાખજો......

તારો—હર.

# પત્ર ૫ મો.

**પ્રિયતમ અનુકુલ !** ( અનુકુલચંદ્ર મુખોપાધ્યાય. )

તમારો પત્ર મળ્યો છે. હું એવું શું જાણું છું કે તમોને ઉપદેશ આપું ? હું તો જ્યારે જેમ મનમાં આવે છે તેમ લખી નાંખું છું પરંતુ તમો મને પ્રેમની નજરથી જુઓ છો એટલે મારી ઢંગ ધડાવગરની જેવી તેવી વાતો તમોને મધુર લાગે છે. આમ થવામાં મારી વાતોમાં કાંઇ ગુણ નથી પણ ગુણ છે તમારા પ્રેમમાં !......બીજાઓને હસવા જેવી લાગે એવી ગાંડીઘેલી વાતો સ્વામીની સાથે સ્ત્રી કરે છે ત્યારે તે વાતો સ્વામીને એટલી બધી મધુર લાગે છે કે ( Vice Versa ) સ્વામી તે વાતો સતત સાંભળ્યા કરે છે આમ સ્ત્રીની વાતો સ્વામીને અને સ્વામીની વાતો સ્ત્રીને મધુર લાગે છે તેનું કારણ વાતો નહીં પણ અન્યોન્યનો પ્રેમ છે. આ દ્રષ્ટાંત પ્રમાણે તમારી પાસે હું જે બોલું છું તે તમોને અતિ મધુર લાગે છે એજ તમારા પૂર્ણ પ્રેમની પ્રતિતિ રૂપ છે. મારી વાતો મધુર લાગવાનું એક બીજું કારણ એ છે કે; મધુર વસ્તુ સહુ કોઇને મધુર લાગે છે. જુઓ, કુતરાં બીલાડાં તથા પશુપક્ષિઓમાં પણ માતૃસ્નેહ જોતાં મનમાં કેવો આનંદ થાય છે ! પતિપતિનનો દાંપત્ય સ્નેહ મનુષ્યથી માંડી પશુપક્ષી સુધ્ધાંમાં જોવાથી તે કેવો સુંદર લાગે છે ! તેવી રીતે કૃષ્ણની કથા વાર્તા પણ એવી મધુર અને પવિત્ર છે કે તે મહા પાપીને મુખેથી સાંભળતાં પણ અતિ મધુર લાગે છે—ઢંગ ધડાવિના બોલે તો પણ મનને મધુર લાગે છે. આ ઉદાહરણથી તમો સમજી લેજો કે મારી વાતોમાં મીઠાશ નથી પણ તેમાં મીઠી વસ્તુ છે તેથી તમોને મીઠી લાગે છે. જેમ વિરહિણિ સ્ત્રીને સ્વામિ ચિંતન મધૂર લાગે છે તેમ તમોને મારી વાત મધુર લાગે છે; તેનો યશ અગર વાહવાહ જો દેવી હોય તો મારે બદલે તે કૃષ્ણને વાહવાહ દીયો. ધન્યવાદ કૃષ્ણને દીયો કે, જે આવા મધુર છે—જેની કથા આટલી મધુર પવિત્ર અને અમૃતપુર્ણ છે જેવા તે મધુર છે તેવુંજ તેનું નામ મધુર છે. સત્ય કહું છું કે, કૃષ્ણનાં કરતાં યે કૃષ્ણનું નામ અધિક મધુર છે. જેમ

કોઈ એક મીષ્ટ વસ્તુનું નામસ્મરણ કરવાથી તે વસ્તુમાં રહેલી અમિષ્ટતાનાં વિચારો આપણને આવતા નથી પણ કેવળ મિષ્ટતાનાંજ વિચારો થાય છે તેમ નામ, ભ્રાન્તિમૂલક અનેક દુઃખોનો લોપ કરી કેવળ આનંદનોજ અનુભવ કરાવે છે. દાખલા તરીકે, સાક્ષાત કમળ અને કમળ નામમાં શો ભેદ છે તે સાંભળો—કમળ નામ બોલતાં તેના રંગ-ગંધ-રૂપ આકાર ઇત્યાદિ જે કંઈ સુંદર છે તેનાં વિચારો મનમાં આવે છે અને સાક્ષાત કમળને જોવાથી કાંટા-કરમાઇ જવું-તુટવાથી થતું દુઃખ ઇત્યાદિ અનેક દુઃખદાયક વિચારો આપણને થાય છે તેથી પુર્ણ સુખ થતું નથી. આંબાનાં નામમાં પણ તેમજ છે. કેરીનાં નામમાં અને સાક્ષાત કેરીમાં પણ તેટલોજ ભેદ છે. કેરીનું નામમાત્ર બોલવાથી કેરીની સર્વોત્કૃષ્ટ મીઠાશનોજ અનુભવ મનમાં જાગે છે અને કેરી હાથમાં લેવાથી મીઠી હશે કે ખાટી-છાલ જાડી છે કે પાતળી-ગોટલી નાની છે કે મોટી ઇત્યાદિ અનેક વિચારો મનમાં આવે છે પરંતુ કેરીનું નામ લેવામાં મધૂર રસ શિવાય બીજો વિચાર આવતો નથી. આ દ્રષ્ટાંત મુજબ અમારા કૃષ્ણમાં અને કૃષ્ણનાં નામમાં પ્રભેદ છે. નામમાં કેવળ મધૂરતા છે અને કૃષ્ણમાં ભયંકરતા-બિભિત્સતા વગેરે અનેક તત્વો રહેલાં છે; કૃષ્ણ કરતાં કૃષ્ણનામ કેવળ મધુમય છે.

અર્થાત નામ અતિમધુર છે. નામની પ્રધાન મહતાનું એક બીજું કારણ એ છે કે નામથી કૃષ્ણ ખરીદી શકાય છે. સંસારની ચીજો ખરીદવા માટે જેમ ધન પ્રાધાન્ય છે તેમ કૃષ્ણ ખરીદવા માટે નામ પ્રાધાન્ય છે. ધન પાસે હોય તો જ્યારે જે વસ્તુ ખરીદવી હોય તે ખરીદી શકાય છે તેવી રીતે કૃષ્ણ નામનો ધન સંગ્રહ કરશો તો જ્યારે કૃષ્ણ ખરીદવા ઇચ્છા થશે ત્યારે કૃષ્ણને ખરીદી શકશો. એટલા માટે કહું છું કે નામ સર્વથી શ્રેષ્ઠ અને સર્વોત્તમ છે. જો ધનવાન થવું હોય તો જેમ પ્રથમ કષ્ટ વેઠવું પડે છે—લોભ રાખવો પડે છે; તેમ નામ સંગ્રહ કરવામાં પણ પ્રથમ સંયમ તથા ગોપન કરવા પડે છે. પછી જ્યારે ધનનો ભંડાર ભરાય છે ત્યારે ધન મેળવવા માટે મહેનત કરવી પડતી

નથી—પણ જેમ બેંકમાં વ્યાજ વધે છે તેમ ભર્યામાં ભરાયાજ કરશે જ્યારે તમો નામ ધનથી ધનવાન થઇ જશો ત્યારે તેને તમો છુપાવવા ધારશો તોયે છુપાવી શકશો નહી પણ આપોઆપ પ્રગટ થઇ જશે. માટે કહું છું કે; નામસ્મરણ કરવામાં શરૂઆતમાં **સંયમ** તથા **ગોપન** એ બે તત્ત્વની સહાય લેવી પડે છે. જો સંયમ તથા ગોપન નહી રાખશો તો મેળવેલું ધન કોઇ અણધારી રીતે ચોરી જશે અને તમે નિર્ધન બની જશો. આ માટે શાસ્ત્રમાં સાવચેતી પૂર્વક ગુપ્ત રીતે નામસ્મરણ કરવાનું ફરીફરી કહેલ છે. તમારો સંકલ્પ દ્રઢ રાખજો, જો જો સાધારણ સુખને માટે નિત્યસુખને તિલાંજલી દઇ દેતા નહી. ફરી દર્શન થશે એ આશાથી જીવન ટકેલું છે. કૃષ્ણ એ આશા પૂર્ણ કરશે કે નહિ–કોણ જાણે? કૃષ્ણ ઇચ્છાજ હમેશાં બલવતી અને સર્વત્ર ફલવતી છે. મારા માટે ચિંતા કરશો નહિ. મને ભૂલશો નહી પણ વખતો વખત યાદ કરજો.

તારો—**હર.**

## पत्र ५ वा.

**प्रियतम अनूकूल चंद्र !** ( अनूकूल चंद्र मूखोपाध्याय.)

तूम्हारा पत्र प्राप्त हुवा. हम क्या जानता हैं जो तुमको उपदेश देवे ? जब जेंसे दिल्में आता हय तब तैंसे मय लीख देता हुँ व बोल देता हुँ कीन्तु तूम मुझको प्रेम दृष्टीसें देखते हों ऊस बजेसें मेरी असंलग्न व असंगत बात भी तूमको मधूर लगती हय. ऐसा लगते हय वह मेरी बातों का कुछ गून नहि है—लेकीन गून हय तूम्हारा प्रेमका !......स्त्री स्वामिके साथमें पागलके माफीक बात करती हय. जो बात अन्यको हास्यास्पद लगती हय किन्तु वही बात स्वामिको ईतनी मधूर लगती हय (Vice Versa) की स्वामि वह बात बंध करना चाहता नहि. स्त्रीकी बातें स्वामिकों व स्वामीकी बातें स्त्रीकों इतनी मीठ्ठ व मधूर लगती हय वह बातोंका गूण नहि किन्तु अन्योन्यका प्रेमका कारण हय. यह दृष्टांतानुसार तूमारी पास हम जो बोल्ते हय वो तूमको अति मधूर लगता-यह तूम्हारा पूर्ण प्रेमकी प्रतिति स्वरुप है.

मेरी बात मधुर लगनेका एक कारण अन्य हय. मधूर वस्तु सब कीसीको मधूरही लगती. देखो कुत्ता माजार व पशूपक्षियोका मातृस्नेह दर्शनें मनमें कैसा आनंद होता हय. पति पत्निका दांपत्य स्नेह, मनुष्यसे पशूपक्षी पर्यन्त देखनेसें कैसा सूंदर दिखता हय. ऐसे कृष्णकी कथा वार्ता ईतनी मधूर व पवित्र हय के महा पापीके मुखसें सुननेसें भी अति मधूर लगती हय. वेठंग बोलनेसेंभी कृष्णकी बात अपनको मधूर लगती हय. आप समजे होंगे के कृष्ण व कृष्णकी कथाही मधूर हय. मेरी बात मीठी लगती हय ऊसका मतलब मेरी बात नहि लेकीन मँय कृष्णकी बात बोलता हुँ वह हय. दुरगत स्वामीका चिंतवनही मधूर लगता हय. बाबा ! हमारी वाह वाह करनेकी क्या दरकार हय? धन्यवाद देना हो तो वह कृष्णको दीजे, क्योंकी जो स्वयंमधूर है व जीसकी कथा मधूर और पवित्र हय, जैसा वो मधूर हय वैसा ऊसका नामभी हय, बलके नाम ग्वुदसें अधिक मधूर हय. जैसे एक मीठ वस्तुका नाम, वह मिष्ठवस्तुका अमिष्ट भागका लोप करके केवळ मीष्टताही मनमें लाते हय वैसे नाम, आनुसंगीक अनेक दुःख लोप करके केवळ आनंद ही देते हय. गुलाव नामसें, सुंदर रंग-सुंदर आकार-सुंदर गंध इत्यादि जो कुछ सुंदर हय वो मनमें आते हय; किन्तु गुलावमें कंटक—गुलाव प्राप्तकरनेका कष्ट इत्यादि कुछ ख्याल मनमें नहि आता हय. साक्षात गुलाब देखनेसें पांखडीका पतन-शूष्करुप-तूट जानेकी फीकाश इत्यादि अनेक दुःखदायक विचारसें संपूर्ण सूख नहि होता हय. आमका नामसेंभी आमकी सर्वोत्कृष्ट मीष्टताका मनमें आभास आता हय. आम मीलनेसें संदेह ऊठेगा मिष्ट होगा या नहीं ? बाद छाल-गुटलीका ख्याल होगा और कच्ची पक्कीका संशय होगा. किन्तु आम नामसे कुछ तर्क वितर्क नहि होते हय; केवल मधूर रसका आश्वाद मिलता हय. आम नाममें व सत्य आममें बहुत प्रभेद हय. तैसे हमारा कृष्ण नाममें और कृष्णमें प्रथकता है. नाममें केवल मात्र मधू हय. कृष्णमें भयंकरता-बिभित्सता आदि अनेक हय; नाममें केवल मधूरताही हय. अर्थात नाममें नरदम मधूमयता हय. नामकी महत्ताका औरभी कारन हय-नाम मुल्य सें कृष्णकीना जाता हय. संसारकी चीज खरीदनेके लीये जैसे धन प्रधान हय तैसे कृष्णको खरीदनके लीये नामप्रधान हय. धन पासमें होनेसें जब जो चाहे सो खरीद लेते हय तैसे नामधन पासमें संग्रह करोंगे तो जब इच्छा होगा तब कृष्णको

खरीद शकोंगे. ईसलीये हम कहते हय कि नाम सर्व श्रेष्ठ व सर्वोत्कृष्ट हय. जैसे धनवान होनेके लीये शुरुमें कष्ट सहन करना पडता हय व कृपण होना पडता हय. तैसे नाम संग्रह करनेमें प्रथमत: संयम व गोपन करना चाहीये. जैसे धनवान होनेके बाद धन प्राप्तिके लीये कष्ट करना पडता नहि हय—बेंकका शुतकी माफिक आपसे आया करते हय; तैसे नामधनसें धनवान बनोंगे तब गुप्त रखनेसें ही नहि रहेंगे; आपसे आप प्रगट हो जायगें... यदि नामसंग्रह करना हों तो प्रथमत: संयम व गोपन यह दोनोंकी सहाय जरूर लेनी चाहीये,... ऐसी सावचेती नहि रखोंगे तो सामान्य धन होगा वहभी कौन लुंट लेंगे व तुम निर्धन बनजायगें. शास्त्रमें पूनःपूनः कहते हय:— नाम सावधानी पूर्वक गुप्त रीतीसें करना चाहीये. बाबा ! तुह्मारा संकल्प दृढ रखो, देखो—संभालो, दो दिनका सामान्य सूखके लीये नित्यसुखको तिलांजली मत देना.... पुनः दर्शन होनेकी आशासें जीवन धारण कर रहा हुँ; क्या जाने कृष्णवो आशापूर्ण करेंगे या नहि ? कृष्णकी इच्छाही बलवती व सर्वत्र फलवती हय.... मेरे लीये चिंता मत कीजीये. बाबा ! हमको मत भूल जाओ किन्तू समये समये याद करीयो.

तेरा— हर

## પત્ર ૬ ઠ્ઠો.

**શ્રી ચરણે પ્રણામ નિવેદન વિશેષ—**( નૃસિંહ બાબુ )

આપનો કૃપાપત્ર મળ્યો. મહાશય! મહિનામાં એકજવાર પૂર્ણચંદ્રના દર્શન થાય છે તેથી તો તે આટલા માનસન્માનને પાત્ર છે; તેમ આપનો પત્ર પણ ચંદ્રની પેઠે મારા જેવા ચકોરની પાસે સન્માન પાત્ર છે. હું સમજી શકતો નથી કે આપ પત્રમાં શું શું ભરી મોકલો છો ? પત્ર ઉઘાડતાની સાથેજ હર્ષ શોક આપોઆપ પ્રકાશીત થઇ જાય છે અને મને પરવશ કરી દે છે. પત્ર મળતાં તો તમોજ મળ્યા જાણી પ્રથમ અપાર આનંદ થાય છે તમારો પત્ર વાંચતા વાંચતા એકદમ આત્મભાન રહીત થઇને આનંદમાં ડૂબી જાઉં છું અને બીજી ક્ષણેજ મારી અવસ્થા Robinson જેવી થઇ જાય છે, અને તેની વાતનું સ્મરણ થતાં મનમાં દુઃખ થાય છે.

'alas ! Recallection at Hand Hurries me back to Despair" આમ મને આટલું દુ:ખ શામાટે થાય છે તે હું કહી શકતો નથી? ગરીબનાં ઉપર સહુનું જોર ચાલે છે—એમ સમજી નિરૂપાય બનીને બે હાથ જોડી ભવભય નિવારક કૃષ્ણ પાસે હું વિનિત પ્રાર્થના કરૂં છું કે—હે પ્રભો ! 'મને દુ:ખ સહન કરવાનું બળ દીયો તથા ગમે તેવા મહા સંકટમાં પણ પ્રાણધન-તમોને હું કદી ભુલી જાઉં નહી' "મારૂં" કહેવા જેવું મારી પાસે કંઇ છેજ નહી, હું તો અવારસ-બે માલીકના માલ જેવો ન ધણીઆતો છું માટે જે કોઈ દયા કરી મને પોતાનો ગણે છે તેનો થઇને રહું છું. મહાશય વિના ટીકીટે સમુદ્ર પ્રવાશ કરૂં છું એટલે Captain of the ship સ્ટીમરનો કેપ્ટન જેવી સૂચના કરે છે જ્યારે જેમ રહેવા કહે છે ત્યારે તેમ રહું છું અને કરૂં છું. મારી પાસે પૈસાયે નથી તેમ જોર પણ નથી; અને તમારી પાસે તો વાટ ખરચીયે છે. તેમ જોર પણ છે તેથી કેપ્ટન Captain ને બે ચાર વાતો સંભળાવી શકો છો. બાબા ! જેઓની પાસે ભજન સાધન છે તેઓ તો પાર થવા માટે શુકાનીની ખુશામત કર્યા વિના પૈસા આપીને પેલે પાર પહોંચી જાય છે પરંતુ મારા જેવા જેઓ ગરીબ છે-ભજન સાધન રહીત છે તેઓને તો 'સદૈવ દયામયનું નામ રટવું તથા ગુણગાવા' એ સીવાય બીજો કોઇ ઉપાય કે કર્તવ્ય છેજ નહી. જો મનનાં દ્રઢ વિશ્વાસથી તેનું નામસ્મરણ કરશો તથા તેનાં ગુણ ગાશો તો તે જરૂર દયા કરશેજ. જુઓ, મહારાજાની સાથે મહારાજાને, અમીરની સાથે અમીરને, યોગીઓની સાથે યોગીને, સંન્યાસીની સાથે સંન્યાસીને અને ગરીબની સાથે ગરીબને વાતો કરવાથી આનંદ આવે છે. પણ તેથી વિપરીત કે અસમાનની સાથે વાતો કરવાથી કલેશ થાય છે... માટે કહું છું કે,-જેઓની પાસે ભજન સાધન છે તેઓ જેમ બ્રહ્મ કે ઇશ્વરની સાથે વાતો કરે છે તેમ હું સાધન હીન-કંગાલ હોવાથી કંગાલનાં ઠાકુર ગૌરની સાથે વાતો કરવા ચાહું છું, કે નંદનંદન જે ગાયોનો ગોવાળ છે તે પ્રાણકનૈયાની સાથે વાતો કરવા ચાહું છું.

કંગાલનાં ઠાકુર સાથે વાતો કરવા માટે મંત્ર-તંત્ર જપ તપાદિ કંઇ કરવું પડતું નથી ફકત પ્રેમજ જોઇએ છે; પરંતુ હું એવો હીણ ભાગી છું કે જેમાં એક દમડીપણ ખરચ થતું નથી એવો પ્રેમપણ તેને આપી શકતો નથી. કૃષ્ણ એવા દયામય છે કે જેઓ તેને ચાહતા નથી તેઓને તો પોતે વિશેષ ચાહે છે. તેમ જે તેની હિંસા કરે છે તેનાં ઉપર તે દયા કરે છે. આવા દયામયને છોડી શા માટે રાજદ્વારે ભીખ માંગવા જઉં ? રસીકની સાથે વનવાસ પણ ઇચ્છવા જોગ છે. આશીર્વાદ આપો કે, હું મનવચન કાયાથી તેનો થઇ શકું. હું મુકિત ચાહતો નથી-બ્રહ્મત્વ ચાહતો નથી, ઇંદ્રત્વ ચાહતો નથી, ચાહું છું એકમાત્ર તેનાં દાસનો દાસ થવાનું—આ મારી આશા છે. બાબા ! કંગાલનાં ઉપર કૃપાપરવશ બનીને કંગાલના દયામય હરિ અતિશય કંગાલ સ્વરૂપે સર્વનાં ઉપર દયા કરે છે તથા નિતાઇ રૂપે યાચી જાચીને પ્રેમ દે છે. અમારા માટે પ્રભુને આટલું દુ:ખ ભોગવવું પડે છે એ વિચારથી પ્રાણ ફાટી જાય છે ! ધન્ય પ્રભુ ! ધન્ય તમારી દયામયતાને ! અમારા પાપનાં બોજા ઉપાડતાં તમોને કેટલો પરિશ્રમ પડતો હશે ?

એ બધું જાણું જોઉં છું છતાંય દરોજ પાપનો ભાર વધારી રહ્યો છુ-પ્રભો ! મારી શી ગતિ થશે ?

મહાશય ! જે લખો છો તે સત્ય છે. વૈષ્ણવ થતાંજ મનુષ્યત્વ નષ્ટ થાય છે; કેમકે તે પોતાનું હોવાપણું ટાળી દઇને જડ પેઠે દિવસ ગાળે છે. કહેવત છે કે; "જાત ટાળે તે વૈષ્ણવ" જીવના જાતિધર્મ, અહંકાર અભિમાન, લોભ, મોહ, કામ, લજ્જા, ભય ઘૃણા, હિંસા, દ્વેષ ઇત્યાદિ દોષો હોય છે ત્યાં સુધી વૈષ્ણવ થવાતું નથી. ખરેખર જાત ટાળ્યાવિના વૈષ્ણવ થઇ શકાશે નહી—માટે કહું છું કે, વૈષ્ણવ થતાં મનુષ્ય મટી જાય છે; અને તેની ગતિ ઉલટી થઈ જાય છે. જે દિશામાં જીવસમુદ્રની ગતિ વહે છે તે તે દિશામાં તણાતો નથી પણ તેનાથી ઉલટી દિશામાં ગતિ કરે છે—આનું નામ યમુનાની ઉલટ ઉર્ધ્વ ગતિ છે. આ ઉર્દ્વ ગતિમાં

વૈષ્ણવ જેમ જેમ આગળ ચાલ્યા કરે છે ત્યારે ઉત્પત્તિ સ્થાને પહોંચી જાય છે અને ગતિ અટકી જાય છે એટલે કીનારે આવે છે અને ચિંતા રહીત થઇ જાય છે. જીવ આથી ઉલટી રીતે ક્રમે ક્રમે કીનારાથી દુર અતિ દુર સમુદ્રમાં ક્યારે ડુબે છે ક્યારે ગોથા મારે છે એવી રીતે વિસામાવિના તણાયા કરે છે અને વિસામો ખાવાને એક પલવારનો પણ વખત મળતો નથી માટે કૃષ્ણ કરેને 'હું' ટળીને વૈષ્ણવ થઇ જાઓ. મહાશય! યમુનાની ઉલટ ગતિનું કારણ કૃષ્ણનો બંશી નાદ છે. ( આ ઉર્ધ્વ ગતિમાં ચાલતાં પ્રથમ નામસ્મરણ પ્રાણથી કરવું જોઇયે છે પછી ભયંકરતા અને બિભત્સતાનાં ભયંકર સુક્ષ્મ વાતાવરણમાં ચાલવું પડે છે. પછી આત્મભાન રહીત ઘેરો નિશો ચઢે છે. ત્યારપછી શરીર જડજેવું નિશ્ચેષ્ટ થઇ જાય છે. ત્યાર પછી પ્રાણમન મોહક બંશી સ્વર નિરંતર સાંભળાયા કરે છે દર્શન થયા કરે છે ) આવી યમુનાની ઉલટગતિમાં ચાલવાથી બંશી ધ્વની સાંભળી શકશો અને તે બંશી સાંભળતા સાંભળતા અંતે તે મુરલીધર મોહનનાં દર્શન કરી શકશો તથા પ્રાણ કૃતાર્થ થશે. જેઓ જીવગતિનાં પ્રવાહમાં ચાલ્યા કરે છે તેઓ તો આ મધુર શબ્દને ક્રમે ક્રમે ઝીણો અતિ ઝીણો અતિશય ઝીણો સાંભળે છે પણ પરિણામે શબ્દ તદન બંધ થઇ જાય છે અને હમેશને માટે માર્ગ ભુલી જાય છે. પછી તો દુઃખનું રૂપ ભીષણ, ભીષણતર અને ભીષણતમ બનીને જીવને તડફડતો કરી દે છે—જીવ ત્રાહી ત્રાહી પુકારે છે—નિષ્ફલ નિરાધાર બનીને સ્વકર્મની ચિંતામાં જીવ બળ્યા કરે છે. મહાશય! આવા દુઃખથી છુટી જવું હોય તો ઢીલ કર્યાવિના જાત ટાળીને વૈષ્ણવ બનો વૈષ્ણવ થવામાં બહુ મજા છે.—બહુ આનંદ છે. જાત ગુમાવવામાં બહુ મજા છે—જાત ગુમાવવાથી અન્નની ચિંતા તો રહેતીજ નથી. જ્યાં જાઓ ત્યાં સામેજ અન્ન ભોજન. એટલા માટે લોકોમાં કહેવત છે કે; 'ચૈતન્યને ચારે ખુણા મોકળા'. આ બધી વાતો સાંભળીને તમો મને પાગલ કહેશો એમ ધારી બંધ કરૂં છું. સાપનો કરંડીયોઃબંધ કરૂ છું. હવે ઇનામ આપો

એટલે જાઉં અને વેદનાં વેદ– ગુરૂનાં ગુરૂ અભ્યંતરની રમણી પાસે જઇને શિક્ષાની ખાત્રી આપું.

ઠાકુરાણિ ! પ્રણામ, તમોએ ખેલ શીખવ્યો છે માટે ગુરૂદક્ષિણા દેવા હું આવ્યો છું પણ ગુણહીન શિષ્ય પાસે 'પ્રણામ' શીવાય બીજું ધન નહી હોવાથી 'પ્રણામ' કરૂં છું તે કૃપા સહીત સ્વિકારો ! તમોએ જે ખેલ શીખવ્યો છે તેથી જગત મુગ્ધ બન્યું છે– તમે જે ખેલ ખેલાવો છો તે સમજવાની કોઇનામાં શકિત નથી. ધન્ય છે તમોને ! ધન્ય છે તમારા ગુરૂને કયારેક શિષ્ય બને એવા વેદના વેદ કૃષ્ણને ! તમો બંને પરસ્પર મળીને જે ન કરો તે થોડું ! ધન્ય છે તમોને ! કોટી કોટી તમોને ધન્ય છે ! તમો છો ઉર્ધ્વ અને નિમ્નગતિયુકત યમૂના ! તમારી દયા શીવાય કોઇપણ ઉર્ધ્વગતિએ તરી શકતાજ નથી. જગતના જીવમાત્ર અધોગતિમાં વહ્યાં કરે છે તેનું કારણ પણ તમો છો. તમારી આવી રમતને કોણ જાણી શકે ? તમો તારનાર છો–તમો ડુબાવનાર છો–તમોજ દંડમુંડ દેનાર માલીક છો– તમો જીવરાજ્યનાં રાજા છો ! જીવરાજ્યે તમો બ્રહ્મા–વિષ્ણુ અને શીવ સ્વરૂપ છો. જન્મ તમો આપો છો - પાલન તમો કરો છો અને વળી કરાળ કાળ રૂપે સંહારપણ તમેજ કરો છો. ધન્ય છે તમારી શકિતને !

માયાબંધનમાં બાંધવા કે માયા બંધનથી મુકત કરવા એ તમારૂં કામ છે. તમો ઇચ્છામયી છો, તેમ પિશાચી અને રાક્ષસી રૂપ પણ છો. તમે બહુરૂપી છો એટલે તમોને જીવ જે રૂપે ભજે છે તે રૂપે દર્શન દીયો છો. જે દુર્ગા જગતનું પોષણ કરે છે તેજ દયામયી બીજે રૂપે ઘોર ભયંકર અસુર સંહારિણી બગલા બને છે. રાજ રાજેશ્વરી તમે છો અને કરાલકાલી રૂપ પણ તમેજ છો–તમારી લીલાને–તમારા ખેલને કોણ સમજી શકે ? માત્ર હંમેશાં તમારી દયા રહ્યા કરે એજ એક પ્રાર્થના છે. હું તો હંમેશાં તમારી પરમપ્રેમમયી–દયામયી મુર્તિનાં દર્શન કરવા ચાહું છું. તમારા ભયથી હું જડજેવો થઇ ગયો છું હવે વધારે ભય બતાવશો નહી. મને તમારો શિષ્યગણી દયા દ્રષ્ટિથી જો જો એજ પ્રાર્થના છે. પાગલની વાતોથી રીસ કરશો નહી.

તમો બન્નેનો સ્નેહી–હર.

## પત્ર ૭ મો.

**શ્રીચરણે !** ( નૃસિંહબાપુ-વૈવાહિક મહાશય )

મહાશય ! " નામ રટવું ને ગુણગાવા " એ શીવાય બીજું શું કરવાનું છે ? એ સર્વનું મુળ છે, એમાંથી સઘળું જન્મે છે. નામથી શીવ ઉન્મત્ત છે-નામથી નારદ મુકત છે-તથા નામનાં બળથીજ શુકદેવ શ્રેષ્ઠ છે. નામથીજ પ્રેમ થાય છે અને પ્રેમથી મારા પ્રેમનાં ઠાકુર રસમય રાસબીહારી વશ થાય છે. જેમ ધ્રુવનો આશ્રય કરવાથી સઘળાં તારા મંડળનો આશ્રય કર્યો કહેવાય છે-જેમ વૃક્ષનાં મૂળમાં પાણી સીંચવાથી તે પ્રત્યેક ડાળેડાળમાં-ફુલપતામાં પહોંચી જાય છે, તેમ નામ સ્મરણ કરવાથી સઘળી તપસ્યા અને રિદ્ધિસિધ્ધિનું ફળ પ્રાપ્ત થાય છે. નામસ્મરણ કરવાથી સઘળી તપસ્યાનું ફળ આપ મેળે પ્રાપ્ત થાય છે. માટે નિવેદન કરૂં છું કે; "નામ રટવુંને ગુણ ગાવા" એ શીવાય બીજું એકે કામ હું જાણતો નથી. અનેક તપસ્યાનાં ફલથીજ નામમાં વિશ્વાસ થાય છે. કૃષ્ણ કરતાં પણ કૃષ્ણ નામ મહા મોટું છે અને મધુમય છે. સાંભળો, નારદને શું તપસ્યાનો અભાવ હતો ? શીવની પાસે યોગ શકિત તથા સિધ્ધિ શું કમ હતી ? શુકદેવને શું જ્ઞાન ઓછું હતું ? નહિ. છતાં નારદ સતત સ્મરણ કરે છે. શીવ અવિરામ નામસ્મરણથી મસ્ત રહે છે અને શુકદેવ હરિગુણ સાગરમાં ડૂબ્યા રહે છે. નારદ શંકર અને શુકદેવ જેવાપણ અંતે નામનો આશ્રય કરી ધન્ય થયા છે. નામને પરમપદાર્થ સમજી તેમાં પ્રાણ ગાળી દીધાં છે અને તેમાંજ ઉન્મત્ત બની સમય વ્યતિત કરી રહ્યા છે. કૃષ્ણ મને કયારે ઉન્મત બનાવશે ? એ ઝંખનાથી જીવું છું. જોઉં છું દયામયની દયા કયારે થાય છે. તે ? હું જરાપણ જોર જબરજસ્તી કરતો નથી, પણ જ્યારે તેમની ઇચ્છા હશે ત્યારે થશે. એ આશાને વળગી રહ્યો છું. મહાશય ! કૃષ્ણ શ્રી મૂખે કહે છે,

"नाहं तिष्ठामि वैकुंठे, योगीनां हृदये न च;
मद्भक्ताः यत्र गायन्ति तत्र तिष्ठामि नारद"

" જ્યાં નામ ત્યાં નામી " એજ માત્ર શીખવવા માટે વ્રજનાં નવીન નટવર, નિતાઇ ગૌરરૂપે ઘરને બારણે બારણે રડતાં રડતાં સજલનેત્રે જીવનભર રઝળ્યા હતા, મહાશય ! આ સંબંધે વધારે કહેવા જરૂર નથી પણ તમો જાતે જોઇ શકશો, તમો સદાનંદમાં ડૂબી જશો અને બીજા સહુને પણ ડૂબાવી દેશો.

શ્રી યમુનાની ઉલટી ગતિ એટલે ઉર્ધ્વ ગતિ એમ તમો સમજો છો ? મેં ઉપર જે યમુનાની ઉલટી ગતિનું વર્ણન કર્યું છે તે આધ્યાત્મિક વ્યાખ્યા છે અને યોગીઓ ઉર્ધ્વ રેતને ઉર્ધ્વ ગતિ કહે છે તે જ્ઞાન ગમ્ય છે. અમારા જે મુખ્ય પ્રેમિક છે તે જ્ઞાનગમ્ય મોઢાની વાતને માનતા નથી કે તૃપ્ત થતા નથી; તેઓ તો સાક્ષાત યમુનાની ઉલટ ગતિનો અનુભવ કરવા ઇચ્છે છે અને કૃષ્ણ કૃપાથી તેઓ અનુભવ કરતાં કરતાં આનંદ ભોગવે છે. મહાશય ! યમૂનાની ઉલટ ગતિયે હું ચાલી શકું અને કૃષ્ણની બંશીનો સ્વર સાંભળી શકું એવો સુભાગ્યનો કોઇ દિવસ શું મારો નહિ આવે ? એવો શુભ દિવસ શું કૃષ્ણ દેખાડશે ? તેની ઇચ્છા તે જાણે. તેનાં ઉપર તો કોઇનું જોર ચાલતું નથી. એવો શુભ દિવસ મારો આવે એવો આશીર્વાદ આપો ! મહાશય પાગલની માફક જે કંઇ લખું છું-જે કંઇ બોલું છું તેનું બીજી ક્ષણે મને સ્મરણ રહેતું નથી. જો કૃષ્ણ કોઇ દીવસ સાથે મેળવશે તો ત્યારે પ્રાણ ખોલીને આ બધી વાતો કહીશ. હમણાં મનની આશા મનમાં સમાવી નિશ્ચિંત રહ્યો છું. મહાશય ! જેમ ગર્ભ પ્રસવનો ચોકકસ સમય કોઇ કહી શકતું નથી તેમ આ દેહગર્ભ-માંથી પ્રાણનો પ્રસવ કયારે થશે તે પણ કોઇ કહી શકતું નથી. જન્મ અને મૃત્યુ બંને એક સરખી વસ્તુ છે; છતાં અજ્ઞાનતાને લીધે ફકત મૃત્યુ ભયનાં વિચારે દિવસમાં સાત વાર મરીયે છીયે. પરંતુ ખરી રીતે જોતાં જેવો આનંદ જન્મ ટાણે થાય છે તેવો આનંદ મરણ ટાણે પણ થવો જોઇએ. જન્મ અને મૃત્યુ એકજ વસ્તુ છે-જરાયે ફરક નથી, પણ આપણે કેવળ સંસ્કારનાં દોષથીજ ડરીયે છીએ. મહાશય ! હું તો નિર્ભય છું-જેથી

કદાચ તમારા દર્શન મને થતાં પહેલા મારો આ દેહ પડી જશે તો તેથી મને દુઃખ થશે નહી. કારણ હું જાણું છું કે આપણે મળશું અને સાથે રમશું. તમારી સાથેનો મારો સંબંધ આજકાલનો નથી પણ યુગયુગાન્તરનો સંબંધ છે એ નકકી જાણજો... આપ, સ્વિકારજો પ્રણામ મારા.

મહાશય ! તમો ઝેરી સાંપને વશ કરવાનું જાણો છો તેથી તેની સાથે રમો છો અને રમાડો છો, પણ હું તો મંત્ર તંત્ર જાણતો નહિ હોવાથી સાંપના ભયથી ડરીને સાંપવિનાના દેશમાં–હીમાલયના ગર્ભમાં આવીને રહ્યો છું. મને એકાદ બે મંત્ર શીખવી શકશો ? જો મંત્ર શીખવશો તો નિર્ભયપણે રહી શકીશ. સાંપને રમાડવાનો મંત્ર શીખવાનું મને ઘણું મન છે પણ કરડશે એવા ભયને લીધે નજીક જવામાં ડર લાગે છે. મને એકાદ બે ચોંટ લાગી છે તેના ડાઘ પડયા છે અને હજુ પણ વખતો વખત તેની પીડા થઇ આવે છે. તમો મહાપુરૂષ છો એટલે નિર્ભયપણે દિવસો ગાળો છો અને ગાળી શકશો. તમારા ઉપર કૃષ્ણની અપાર દયા છે. હું તમારો છું તેથી કૃષ્ણ મને ચાહે છે. જેમ સ્ત્રીનાં ભયથી પુત્રને ચાહવો પડે છે. માતાનાં સોહાગને કારણે બાપ પુત્રને ચાહે છે એ જાણો છો ને ? તેમ તમારેવડે કૃષ્ણ મને ચાહે છે. તમારી પાસે આ કહેવાનું કહી દીધું. દરેક બોલ બોલતી વખતે વજન કરીનેજ બોલવું પડે છે. કોણ જાણે કયારે શું થાય ? મહાશય ! ચિરદિવસો ભયમાંને ભયમાં ગયા છે–ભયને માટે દેશ તજયો છે. રાજા સાથેની દોસ્તીમાં ગરીબનું મરણજ થાય છે, એમ સમજી હું દુર નાશી જાઉં છું છતાં પણ રાજા મને છોડતા નથી. મને પકડી લેવા માટે હંમેશાં તૈયાર રહે છે હવે મહાશયનો શરણાગત થયો છું તેથી ભયરહીત થઇ શકીશ એમ લાગે છે- મહાશય ! તે રાજાનાં રાજા છે–તે ઘરનાં રાજા છે તેમ બહારનાં રાજા છે તે સ્વર્ગનાં–નર્કનાં–વૈકુંઠના–ગોલોકનાં રાજા તેમ વૃન્દાવનનાં રાધારૂપે રાજા છે. કહો, હવે તેનાં હાથથી છટકીને કયાં જવું ? જુઓને, મહા યોગેશ્વર શંકર જેવા પાર્વતિથી છટકીને સ્મશાનમાં જઇને રહ્યાં તો ત્યાં પણ પકડાય ગયા. કહો, હવે ક્ષુદ્ર જીવની શી વાત ?

મહાશય ! તમો તો પોતાનાં જોરથી રાજાની સાથે રાજ્ય કરો છો, એ બલવાનને માટે દુષણ નથી ગણાતું. તમો તો સઘળું કરી શકો છો. હું ભયથી ભયભીત થઇને તેનાં ચરણનો આશ્રિત થયો છું તો પણ હજુ રખતો વખત કંપ્યા કરૂં છું. મહાશય ! ધન્ય પ્રકૃતિ ! ધન્ય તેની શકિત અને ધન્ય છે તેનાં મોહન મંત્રને ! સચરાચર સૃષ્ટિનાં તે ચક્રવર્તી રાજા કે -તેની સત્તા સર્વસ્થળે વ્યાપી રહી છે-તે રાજરાજેશ્વરી છે-તે રાજ ચક્રવર્તિ છે. દંડમુંડ કરનાર તે સર્વના માલીક છે. કોઇને આજે મારે છે-તો કોઇને કાલે મારવા માટે જીવાડે છે—કોઇને તારે છે તો કોઇને ડુબાવે છે-એક કૃષ્ણ શિવાય સહુ કોઇ તેનાં તાબેદાર શેવક છે. સત્ય કહું છું કે કેવળ મહાપ્રકૃતિનાં ભયને કારણેજ મુરારીયે કૃષ્ણનું શરણ લીધું છે. કોણ જાણે કયારે શું થાય ? એવા ભયને ટાળવા માટે મહાશય ! તમો કૃષ્ણને મારી વતી પ્રાર્થના કરજો. આવા સખ્ત રાજાનાં હાથમાં હું ગુન્હેગાર થઇને પડું નહી તે માટે કૃષ્ણને મારી વતી પ્રાર્થના કરજો. જેવી રીતે આનંદમયીની આનંદમયી મુર્તિનાં દર્શન કરતો આવ્યો છું, તેવી રીતે આનંદમયી મુર્તિનાં દર્શન કરતાં કરતાં ચાલ્યો જાઉં એજ એક અભિલાષા છે. દયામયીની એક માત્ર દયાજ ચાહું છું બીજી એકે ઇચ્છા નથી. તમારી દયા થશે તો કૃષ્ણ દયા કરશે.

આપનો—હર.

## પત્ર ૮ મો.

**બાબા અનુ !**

તમારો પત્ર વાંચતાં ઘણું દુઃખ થયું છે. મને આવી રીતે લખવું એ વ્યર્થ છે...વારૂ, જેવી ઇચ્છા. પણ હવે સદા હરિપ્રેમે આસકત રહેજે-હરિનામે રત રહેજે અને પરોપકારે વૃત્તિ રાખજે-તો નિશ્ચય કૃષ્ણ કૃપા કરશેજ. કૃષ્ણને ખરીદવાની ચીજ ફકત ' લાલસા છે ' તે શીવાય ધનરત્ન વગેરે કોઇ પણ વસ્તુનાં બદલામાં કૃષ્ણને મેળવી શકાશે નહી. જપબળથી-તપબળથી-

વૃત્તથી કે જ્ઞાનથી કે અન્ય કોઇ પણ સાધનથી કૃષ્ણ વશ થતા નથી. કૃષ્ણની પ્રાપ્તિ માટે માત્ર અનુરાગની જરૂર છે. કૃષ્ણની પાસે સહુ સમાન છે. માટે જગતને પોતાનું ગણજો. આ જગત કૃષ્ણનું છે અને કૃષ્ણ મારા છે માટે તેનાં સઘળાં પદાર્થો આપણને પ્રિય લાગવા જોઇએ જગતને જગત સમજી ચાહશો નહી પણ જગત કૃષ્ણનું છે એમ સમજી ચાહજો. આવા ભાવથી જગતને ચાહશો તો તમને કોઇનાં ઉપર હીંસા કે દ્વેષ થશે નહી. જો કોઇ વસ્તુને બીજાની છે એમ સમજીયે છીયે તો તેમાં આપણને અહં-મમત્વ થતું નથી. જેમ ગાયોના ગોવાળ પોતપોતાનાં ટોળાંની ગાયોને પોતાની સમજી ભાઈ, મારી ગાયને પાછી વાળજે, મારી ગાયને દુઃખ થાય છે—મારી ગાયને વાછરડું અવતર્યું છે—એમ અરસપરસ વાતો કરે છે છતાં તેઓને સુખદુઃખ થતું નથી. કારણ તેઓ મન પ્રાણથી ચોકસ જાણે છે કે આ ગાયો પોતાની નથી; માત્ર ગોવાળ તરીકે મોઢેથી બોલે ચાલે છે.

તેવી રીતે આ સઘળું જગત કૃષ્ણનું છે એમ જો મનપ્રાણથી જાણશો તો જગતની કોઈ વસ્તુ ઉપર તમારી આસકિત થશે નહી—અને તમો સર્વ વસ્તુને તમારી ગણી શકશો. આનું નામ ખરો સંન્યાસ આત્મ સંયમ છે. આવી ભાવના થવાથી જીવ મુકત થાય છે—અને તેજ પુરૂષ જીવન્મુકત કહેવાય છે માટે નિત્ય આવી ભાવનાથી વર્તો—આવી ભાવનાપૂર્વક પરોપકાર કરશો તો કદાપી અહંકાર થશેજ નહી. અહંકાર નહી ત્યાં અભિમાન પણ નહી—અને અભિમાન રહીત થશો કે નિરાભિમાની એવા મારા નિતાઇની દયા મેળવી શકશો. અને નિતાઇ મળ્યા ચૈતન્ય તો હાથની હથેળીમાંજ જોઇ શકશો—પછી સર્વ ચિંતાથી રહીત બની જશો. નિતાઇની દયાથી ચૈતન્ય પ્રાપ્તિ થયા પછી તમો એકલાજ આનંદ ભોગવશો એમ નહી પણ અનેક જીવો તમારી સાથે પ્રેમાનંદમાં ડુબશે અને અનેકને તમો પ્રેમમાં ડુબાવી શકશો.

તમારો—હર.

## पत्र ८ वा

बाबा अनू !

तूम्हारा पत्र पठके बडा दुःख हुवा. हमको ऐसा लीखना व्यर्थ हय. अच्छा. अब सदैव हरि प्रेममें मत्त रहेना, हरि नाममें आशक्त रहेना व परोपकार में प्रवृत्त रहेना. ईतना करनेसें निश्च कृष्ण कृपा करेंगे. कृष्णको खरीदनेका धन एकमात्र लालसा हय. अन्य कोई धनरत्न के बदलेमें कृष्णको प्राप्त नहि कर शकोंगे. जपतपसें-ज्ञानध्यानसें या अन्य कोई साधनसें कृष्ण को वश नहीं कीया जा शकता हय. कृष्ण का वशीकरण एक मात्र अनूराग हय. कृष्णकी पास सब समान हय. जगतको अपना समझो. कृष्णका जगत है-कृष्ण हमारा हय ईससें कृष्णका सर्व द्रव्य हमको प्रिय हय. जगतको जगत समझके मत चाहना लेकीन जगत कृष्ण का हय ऐसा समझके चाहो. येही भावसें रहोंगे तो तूमको हिंसा द्वेष कीसीके लीये नहि होगा. यह द्रव्य अन्यका हय ऐसा समझनेंसें वह द्रव्यमें अपना अहंममत्व नहि होते हय. गायोंके ग्वाल आपस आपसमें बात करते हय कि, भाई, मेरी गायको घूराके लाव-मेरी गायको असूख होते हय-मेरी गायको बछरुं आया. ईत्यादि बोलते हय लेकीन ग्वालके मनमें स्हेजभी सुख दुःख नहि होता हय. क्यों कि वह मनसें पूरेपूरा समझते हय यह सब गौवां हमारी नहि हय. केवल मूखसेंही 'मेरी' बोलते हय. वह ग्वालकी माफिक मनप्राणसें समझोंगे कि यह समस्त जगत कृष्णका हय तब कौनही पदार्थमें तूमारी आसक्ति नहीं रहेंगी; तथापि सर्व पदार्थको अपना बोल शकोंगे. ईसीका नाम संन्यास-आत्मसंयम इत्यादि हय. ऐसा हृदय संन्याससें जो जीव मूक्त होते हय वह पूरुष जीवनमूकत हय. यही भावनासें नित्याचार रखो. ऐसा हृदय संन्याससें परोपकार करनेसें कभी ही अहंकार नहि होगा. जहां अहंकार नहि वहां अभिमान नहि. अभिमानशून्य होनेसें हमारा निराभिमानी निताई दया करते हय. निताई मलितेही प्रतिक्षणें चैतन्य करतलगत. तब निश्चिंत होगा. तब तूम एकीला आनंद नहि पाओगें लेकीन असंख्य जीव तूम्हारी साथ प्रेमानंदमें डूबेंगे व अनेकको डूबा शकेंगें.

तूमारा—हर.

## પત્ર ૯ મો.

**શ્રી ઉપેન્દ્રનાથ ઘોષ !**

તમોને પત્રમાં હું જે ઉપમા—વિશેષણથી લખું છું તેથી તમોને દુ:ખ થાય છે માટે આજે કંઇ વિશેષણ લખતો નથી; માટે કંઇ મનમાં લાવશો નહી. તમારો પત્ર વાંચી દુ:ખ થયું. પ્રભુ પાસે પ્રાર્થનાં કરૂં છું કે, હે પ્રભુ ! મને સત્યને માર્ગે ચલાવજે. હું ખરેખર મનુષ્યોને છેતરી શકયો છું પરંતુ મારા પરમ પ્રેમમય નિત્યાનંદ તેમ છેતરાતા નથી તે તો સોળે સોળઆના પ્રાણ ચાહે છે પરંતુ મારે તો Debit side ખરચ ખાતું છે સતર આના. મારી Credit જમાબાજુ કંઇ છેજ નહી; છે. ફકત તમારી શુભેચ્છા ! નિતાઇતો છે તમારા અને તમો છો તેનાં પરમ પ્રીતિપાત્ર; તેથી તે તમારી વાત સાંભળે છે—તમારી વાત જતી કરતા નથી. માટે મારા જેવા અધમ ઉપર દયા કરવા તમો તે દયાળ નિતાઇને કહેશો તો તે અવસ્ય આ અધમ ઉપર દયા કરશેજ. આ મારી નમ્ર પ્રાર્થના છે. મેં સાંભળ્યું છે તેમ મન પ્રાણથી જાણું છું કે પ્રેમવિના તે પ્રેમનાં ઠાકુર મળી શકતા નથી. મારા નિતાઇ જેવા પ્રેમમય છે જેવા સાક્ષાત પ્રેમસ્વરૂપ છે તેવા પ્રેમદાન દેવામાં મહાદાનેશ્વરી છે. જો પ્રાણનાં ગૌરને પ્રાપ્ત કરવા હોય તો નિતાઇનાં ચરણનો આશ્રય કરવાનું ભૂલશો નહી. નિતાઇ અતિ દયામય છે ! હું ચંડાલ છું એમ જાણીને મારી ધૃણા ન કરે એમ તમો કહેજો. મારી પાસે એક પૈસો પણ સીલક નથી એમ જાણીને તમો સહુ તમારા બારણેથી મને હાંકી કાઢશો નહી. ચંદ્રદર્શનની ઇચ્છા વાળાને દર્પણનું પ્રતિબિંબ બતાવી છેતરશો નહી-રત્નની ઇચ્છાવાળાને કાચનો કટકો આપી ભુલાવશો નહી ! હું કોણ જાણે કેવો દુર્ભાગી છું કે મારી ખરેખરી વાતોને પણ કોઇ સાચી માનતુંજ નથી ! કોઇ ધનવાનનો પુત્ર પીતાનું ધન અવળેમારગે ઉડાવી દઇ ગરીબ બની જાય છે ત્યારે જેમ કોઇ તેની વાતનો વિશ્વાસ કરતું નથી—તેથી તેને બમણું દુ:ખ થાય છે. તેમ મને પણ મારી મહા કંગાળીયતમાં બમણું દુ:ખ થાય છે.

હું ખરેખર મહાપુરૂષનો પુત્ર છઉં તથા મહાશક્તિનું સંતાન છઉં પરંતુ હું પોતે રાવણ કે હિરણ્યકશીપુનાં કરતાંયે વધારે ખરાબ દુરાત્મા છું ! મારી આવી દુ:ખની વાત કોઇ સાચી માનતું નથી કોઇ પણ માનશે એ આશાથી જીવું છું—તમો દયાદ્રષ્ટિ ખેંચી લેશો નહિ. સાધુ મુખે એક વાત સાંભળી છે તે તમોને લખું છું, સાંભળો ! “ મધુર કૃષ્ણનામ ” કરતાં મહામંત્ર તથા મહા ઔષધ બીજું એકે નથી. આ નામનાં બળથી જીવ શીવપણાને પણ તૂચ્છ ગણી શકે છે. મહાકાળનાં ઉપર પણ હુકમ ચલાવી શકે છે એટલુંજ નહી પણ કાળનું મહાકાળ રૂપ નજર સામે હોવા છતાં સદાકાળ સર્વ સ્થળે સમાન સુખથી રહી શકે છે. નામનો શબ્દ જેટલે દુર જાય છે તેટલે દુર ભવરોગ ભાગી જાય છે; તો પછી સાધારણ દેહનાં રોગ નાશી જાય એમાં શું નવાઇ છે ? દરરોજ સવાર સાંજ તુલસીને પ્રણામ કરજો. સ્નાન કરી તુલસીમાં જળ સીંચજો—તથા સવાર સાંજ તુલસીકયારાની માટીનો શરીરે લેપ કરજો. આવી રીતે તુલસી યોગ કરશો તો કોઇ રોગ થશે નહી. જેઓ નામ ભુલી જાય છે તેઓને માયા પકડી લેછે પછી માયાનાં નોકરો આવી અનેક જાતની આધિવ્યાધિ અને ઉપાધીમાં માયાબદ્ધ મનુષ્યને અનંત દુ:ખ આપ્યા કરે છે. જયાં કૃષ્ણ નામ છે ત્યાં માયા રહેતી નથી અને માયા નથી ત્યાં શોકની છાંયા સરખી પણ દેખાતી નથી—હમેશા નિત્યાનંદ અનુભવાય છે.” માટે કહું છું કે, મનવચન કાયાથી કૃષ્ણનું શરણ લીયો અને કૃષ્ણનામ સ્મરણ કરો એ સૌનુ ખરૂં કર્તવ્ય છે. આ બધી વાત તમો જાણો છો છતાં ફરી લખી છે તે માટે મનમાં કંઇ લાવશો નહી.

આપનો—હર.

## પત્ર ૧૦ મો.

મહાપુરૂષ !

તમેજ પાત્ર છો પ્રાપ્ત કરવા વૃજભાવને. જયારે તમારા મનની ઇચ્છા કૃષ્ણ પુર્ણ કરે ત્યારે દયા કરી તમારી રમતમાં મને દાખલ કરી

કૃતાર્થ કરજો ! જયારે પ્રાણબંધુની સાથે તમોને રમત રમતાં હું દૂરથી જોઇશ ત્યારે મારા આનંદને રાખવાનું સ્થાન પણ નહિ મલી શકે !

મહાપુરૂષ ! માયાને અને માયાવી સંસારને તરી જવું હોય તો ગુપ્ત રીતે ચતુરાઇથી કૃષ્ણ ભજન કરજો. કૃષ્ણ તો પડદાને કે ઝીણા સરખાં આવરણને પણ સહી શકતા નથી. માટે આવરણને તથા ઘુંઘટ પડદાને દુર ખસેડી નાંખી નગ્ન હૃદયથી મળવા જજો પ્રાણવલ્લભ કૃષ્ણને ! પ્રાણવલ્લભ કૃષ્ણની સામે ઘુંઘટ પટ રાખવાની જરૂર નથી પણ જગતનાં લોકો સામે જો ચતુરાઇનું આવરણ નહિ રાખશો તો લોકો તમારી હાંસી નિંદા કરશે અને તમોને કલેશ થશે.

મહાપુરૂષ ! જો માયાનાં પંજામાંથી છુટવા ચાહતા હો તો ઉચ્ચ સંકીર્તન કર્યા કરજો......સાધુ મુખેથી સંકીર્તનનો શબ્દોચ્ચાર સાંભળતાંજ માયા નાશી જાય છે...નિત્ય અભય છે અમારા ગૌરનિતાઇનાં પ્રેમરાજયમાં અને હમેશાં ભય રહે છે ફકત માયા તથા અસુરોનાં હૃદય રાજયમાં ! નિર્ભય આનંદમાં હમેશાં રહેવા ચાહતા હો તો ઉંચા અને નિચા સ્વરથી નિરંતર કર્યા કરજો સંકીર્તન મધુર કૃષ્ણનાં નામનું ! દારૂડીયાતી પેઠે ભજનની શરૂઆત ગુપ્ત રીતે કરજો અને ભજનની વાતને પણ ગુપ્ત રાખજો......गोपनीयम प्रयत्नतः જેમ ઉપપતિ અંતરપ્રાણથી કુલરમણીનું ગુપ્તપણે ચિંતવન કરે છે તેમ જો તમો અંતર પ્રાણથી ગુપ્તપણે નામસ્મરણ કરશો તો કૃષ્ણભાવનો આવીર્ભાવ થશે અને સાક્ષાત્કાર થશે.

બાબા ! કૃષ્ણ કોઇને દુર રાખતાજ નથી પોતાનાં શ્રીચરણથી ! જેમ એક એક જલબિંદુ મળીને બનેલી મહાજલરાશી—મહાસાગર રૂપે કિનારાનો આશ્રય કરીને રહેલી છે તેમ બ્રહ્માંડનાં જીવમાત્ર કૃષ્ણચરણનો આશ્રય કરીનેજ રહેલાં છે......જુઓને કૃષ્ણનાં ચરણ શિવાય જીવોને રહેવાનું સ્થાન બીજું છેજ કયાં ? एकांशेन स्थितो जगतः બાબા ! નિશ્ચય!

માનજો કે કૃષ્ણનાં પાદપદ્મ શિવાય જીવોને રહેવાનું સ્થાન બીજે કયાંય છેજ નહિ.

બાબા ! ' કૃષ્ણ અમને ચાહતા નથી—કૃષ્ણની અમારા ઉપર કૃપા નથી ' એમ જગતનાં લોકો બોલે છે પણ માતાને ખોળે ખેલતું—સ્તનપાન કરતું બાળક જેમ લાલન પાલન પોષણ રક્ષણ કરતી એવી માતાનાં હેતને જાણી શકતું નથી તેમ પાલક પોશક અને રક્ષક એવા કૃષ્ણને અને કૃષ્ણનાં નિત્યપ્રેમને ભોગવતાં હોવા છતાં જગતનાં બાળ લોકો જાણી શકતા નથી.

" ભજ્યા વિના ભગવાન સહુને સુખડાં દેછેરે,
પણ ભાવથી ભજે છે ભગવાન, તેનાં તો થઇને રહે છેરે. "
( વિનયાનુભવ )

બાબા ! પ્રેમને આપલે કરવાથી તે મધુર બને છે પણ જો તમો પ્રેમની આપલે કરશો નહિં તો તે મધુર કે પુર્ણ બની શકશે નહિ......
' કૃષ્ણ વાંકા છે ' એમ મનમાં કદિ લાવશોજ નહિ. આપણાં પ્રેમની અપુર્ણતાને લીધેજ કૃષ્ણ વાંકા લાગે છે; પણ જો તમો સરલ થશો તો કૃષ્ણ તમોને નિત્ય સરલજ જણાશે. જેમ શેરડીની મધુરતાને વધારવા માટે વચ્ચે વચ્ચે ગાંઠ હોય છે તેમ પ્રેમની મધુરતાને વધારવા માટે વચ્ચે વચ્ચે ગાંઠ—આંટી કે અસરલતા જેવી વાંકાઇ નાખવામાં આવે છે. બાકી પ્રેમતો છે હમેશાં અતિસરલ......ચૈતન્ય ચરિતામૃત્તમાં કૃષ્ણદાસ ગોસ્વામી યે પ્રેમની—સરલતા માટે લખેલું છે કે;

" પ્રેમસાચો પ્રગટ થાતાં, સ્થાના સ્થાન જોતો નથી;
લાભહાની સારૂં નરસું. એ વિચાર કંઇ રહેતો નથી. "

બાબા ! જે પ્રેમમાં સારાસારનો વિચાર સરખો પણ નથી તેવા પ્રેમની સરલતાની સમોવડે બીજું શું હોય શકે ? જરા વિચાર કરશો તો જણાશે કે; પ્રેમની સરલતા અનુપમેય અને અજોડ છે......

બાબા ! આવા સરલ પ્રેમને કહેશો નહી વાંકો કે અસરલ-પ્રેમમાં

જે અસરલતા કે વાંકાઇ જણાય છે તે તો માત્ર પ્રેમની મધુરતા વધારવા માટેજ છે. કૃષ્ણપ્રેમનું વર્ણન કરતી વખતે રૂપગોસ્વામીયે લખેલું છે;

" શ્રીનંદનંદન પ્રેમસુંદર, રસરૂપ ઉરબિરાજે છે;
  નિર્ગર્વ અને નિર્વાસના, સુધા અલ્પતા બની લાજે છે.
મૂર્તિ મધુરી શ્રીહરિની, વિભ્રમ બનાવી દે મને;
  એ શોક આનંદ માહરો, જઇને કહું કોની કને ? !
સુખ દુ:ખ હર્ષ શોકની, શી ગણુતી ત્યાંહી હાં ખરે;
  ચડતાં ખુમારી પ્રેમની, પ્રાણપીડથી હાહા કરે. "
[ વિદગ્ધમાધવ ૨।૩૦ ]

વળી કૃષ્ણપ્રેમનું વર્ણન કરતાં કૃષ્ણદાસ ગોસ્વામીયે લખેલું છે.

" ઝેરને અમૃતતણું, છે મધુરમીલન પ્રેમમાં. "

વળી લખેલું છે.

" ડાચાં દુખે તોયે નહિ મુકે, મીઠી શેરડી કોઇ,
  તેવો સ્વાદ છે કૃષ્ણપ્રેમમાં, વિરલા જાણે સોઇ. "

જેમ શેરડીનાં રસની મધુરતા વધારવા માટે આગ આપવામાં આવે છે તેમ સરલ પ્રેમને વધારે મધુર બનાવવા માટે અસરલ બનાવવો પડે છે; પણ ખરી રીતે પ્રેમ જેવી બીજી કોઇ ચીજ સરલ છેજ નહિ: કહો, તો પછી આવા પ્રેમનાં આધાર જે કૃષ્ણ છે તે અસરલ કેમ હોય શકે ? !

બાબા ! આવા મધુર પ્રેમની ગાંઠમાં પડી યશોદા, ગોપીયો તથા ભકતો કૃષ્ણ પ્રેમની મધુરતાનો સ્વાદ લેછે.........આવા સ્નેહસંબંધ માટે ભકતો પ્રભુને સર્વસ્વ અર્પણ કરી દઇને પ્રભુ પાસે 'સ્નેહગાંઠની' યાચના કરે છે......પ્રેમની ગાંઠ એ લાલસા છે......અને પ્રેમ થયા પછી રડે નહિ તો તે પ્રેમીજ નથી એમ માનજો.

પ્રેમમાં અશ્રુધાર અને સોનામાં ટંકણખાર, એ બંનેથી બંને ગળાય છે અને વિશુદ્ધ બને છે......હે કૃષ્ણ ! તમારૂં નામસ્મરણ કરતાં કરતાં હું હમેશા રડયા કરૂં; એવી મારા ઉપર કૃપા કરો ! પ્રેમમાં ' લાલસા ' એ

ધુમરી છે અને તેથી પ્રેમ વધારે ગંભીર બને છે.........બાબા ! તમો પ્રેમી છો જેથી મારા જેવા અરસીકને પણ પાગલ બનાવી શકયા છો !... મને ક્ષમા કરજો.

તમારો આશ્રિત – હર.

## પત્ર ૧૧ મો.

**મહાશય** ! [ અતૂલકૃષ્ણ ગોસ્વામી—કલકત્તા. ]

પ્રભુપાદ ! આજનો મંગલ દિવસ છે મારો. ઘણાં લાંબા વખત પછી શોધીને બહાર કહાડયો છે મારા જેવા આ ઘોર પાપીને; તે માટે તમારી દયામયતાને ધન્ય છે અને મને પણ ધન્ય થયો માનું છું ! પ્રભુપાદ ! તમે છો આવા દયાલ, માટે તો કલિનાં જીવોનો ઉધ્ધાર કરવા તમોને આંહી રાખી ગયા છે—મ્હારા ગૌરનિતાઇ ! !...મારા જેવાં પાપીયોને લીધે વધારે પ્રકાશ થશે તમારા પતિતપાવનપણાનો !...પ્રભુપાદ ! હું છું જેવો પતિત તેવા છો તમે પાવન...પ્રભુ ! આવું યુગલમીલન—આવો સ્નેહસંયોગ—આવું આત્મ લગ્ન-તમારી સાથે મારૂં આવું ભાવગૃહણ થયું છે એ દાંપત્ય સબંધ અતિ શ્રેષ્ટ થયો છે ! પ્રભુ! 'હું છું પતિત તમે પતિતપાવન, એ જોડી જુગતે જડી ' તમારી અને મારી જોડી કેમ બની ? એ અપુર્વ આશ્ચર્ય છે ! ! પ્રભુ ! તમારી સાથે મારૂં ભાવલગ્ન—ગુણલગ્ન થવાથી હવે હું થયો છું નિશ્ચિત !...

મહારાજ ! હું તો ભસ્યા કરૂં છું સિંહની ગુફા પાસે બેસીને એક કુતરા પેઠે ! સિંહ ગર્જના કરશે ત્યારે થશે મારૂં ભસવાનું કામપુર્ણ... સિંહની ગર્જના થતાં પડશે મ્હારા પ્રાણ તોપણ થશે નહિ મને દુઃખ જરાયે, પણ પ્રભો ! મારાં પ્રાણનાં અંત પહેલાં સાંભલી લો પ્રાર્થના મારી......

" પ્રભુ ! જાગો, તમે હાથમાં લીયો કામ તમારૂં......

(૧) ત્રિવિધ તાપની છાંયા રહીત ચિરશાન્તિ આપી સકલજીવોને સંપુર્ણ સુખી કરો.

(૨) તમોને કોઇ કદિ ભૂલે નહિ !

(૩) માયાનાં દાસ બને નહિં ! ”

પ્રભુ ! તમારે આટલાં કામ કરવાનાં છે તે કામ કરો !

ગૌરસિંહનું પ્રેમરાજ્ય શું માયા પીશાચી ચલાવી શકે ? કદિ નહિ.

હે વિશ્વવલ્લભ પ્રભુ ! સંસાર આશ્રમ ત્યાગી—બાલબ્રહ્મચારી—ઉન્મત અને અબધુત એવા મારા નિતાઇને, અમારા જેવા માયા આસકત સંસારી જીવોનાં પરમકલ્યાણ માટે વૃધ્ધાવસ્થામાં તમોએ બનાવ્યા સંસારી ! અહા ! આ અદ્‌ભૂત ત્યાગ—એ જીવોનાં પાપલઇ શૂળીયે ચઢનાર ઇસુક્રાઇસ્ટનાં કરતાં શું વધારે સખ્ત કસોટીરૂપ નથી ? શૂળીયે ચડીને ક્રાઇસ્ટે તો એકવારજ શરીર કર્યું અર્પણ, પરંતુ વંશપરિવારને સંસારની શૂળીયે લટકાવી નિત્ય જીવનનો—સત્ય સુખભાવનો આત્મભોગ આપ્યો છે અમારા નિતાઇયે ! અહા ! કયાં ક્રાઇસ્ટનું શરીર અર્પણ અને કયાં અમારા નિતાઇનું વંશપારિવારીક આત્મસમર્પણ ? ! આવા વિશ્વ-પ્રાણ નિતાઇ હમેશને માટે અમારા સંગી થયા છે અને હજુ ચિરકાલને માટે ચિર સંગી થઇને રહેલા છે. પ્રભો ! તમો છો આવા મારા દયામય નિતાઇ અને હું છું—માયાનો ગુલામ જીવાધમ ! !

પ્રેમાસકત પ્રભુ ! પ્રેમનાં મહારાજ્યમાંથી માયા પિશાચીણિની ભયંકર સત્તાનો વિનાશ કરવાનાં સાક્ષીપુરાવા રૂપેજ તમોએ, ગૃહસ્થાશ્રમી બનાવ્યા છે અમારા નિત્યત્યાગી નિતાઇને !

પ્રભો ! હવે ‘ માયાની સત્તાનો વિનાશ કરવાનું અને પ્રેમસત્તાનો પ્રકાશ કરવાનું ’ તમારૂં કામ સંભાળી લો તમો, અને નિર્ભયપણે ફરવા દો મને !

પ્રભો ! મને દ્રઢ વિશ્વાસ છે કે; ‘ મારા જન્મજન્માંતરની દુષ્કૃતિનો આત્યંતિક વિનાશ થશેજ, એકમાત્ર તમારા અનુગ્રહથી ’ ! પ્રભો ! મારા જીવનનાં અંત સમયે થાય—અનુગ્રહ તમારો, એજ ફકત મારી અંતિમ ઇચ્છા છે ! તમારે શ્રીચરણે વેચેલું માથું જીવનનાં અંત સુધી બીજી તરફ

વળે નહિ પણ જન્મોજન્મ ચિરકાળ મારૂં મસ્તક વ્હેંચાયેલું રહે તમારે શ્રીચરણે, એટલું કરજો મારા જીવનવલ્લભ પ્રભો ! !

પ્રભો ! શ્રી વસુજા-હવે, તમારી પાસે પ્રાર્થના કરાવી પ્રભુનાં દાસનો મારો ચિરકાળનો સંબંધ બાંધી દીધો છે; તે લગ્નસંબંધનું થયાં કરે છે સુખદ-સ્મરણ મને. કરીલો મનેનિજનો હવે. પ્રભો ! હવે તમારા શિવાય મારૂં કોઇ નથી ! !

પ્રભો ! ' પ્રેમમયીનાં પ્રેમનો પ્રચાર કરવો, ' એ તમારૂં મુખ્ય કામ છે અને ' જીવોનો ઉધ્ધાર કરવો ' એ તમારૂં ગૌણ કાર્ય છે. માટે જો જો હો, હવે હું રહી જાઉં નહી, પ્રભુ પ્રેમવંચિત ! પ્રભો ! હું તો ઇચ્છું છું એકમાત્ર પ્રેમને ! લેશમાત્ર ઇચ્છા નથી મારા ઉદ્ધારની ! ! ભૂલ્યે ચૂકયે પણ હું નથી ઇચ્છતો ઉદ્ધાર મારો ! પણ ઇચ્છું છું ફકત પ્રેમમયીના પ્રેમને ! !......

પ્રભો ! વારંવાર જન્મધારણ કરૂં આ સંસારમાં, અને તમારા ચરણ તળે રહી મધુરી વાતો સાંભળું પ્રેમમયીના પ્રેમની—તથા સ્વાદ લઉં તેનાં પ્રેમનો; આટલી મ્હારી ઇચ્છા છે, તે માટે કરૂં છું પ્રાર્થના તમોને !......વ્રજનાં ગુપ્ત રાસનો પ્રકાશ કરવા માટેજ દેખાય છે, પ્રભુ ! આ તમારો પ્રગટભાવ !

પોતાનાં બાહુબંધમાં લઇ નદીયોને આલિંગન કરવાનું—વિશાળ છાતી ઉપર વ્હાણોને ધારણ કરી અથોકભાર ઉપાડવાનું તથા અસંખ્ય મનુષ્યોને તારવાનું કામ જેમ સમુદ્રનાં સ્વભાવમાં સુલભ છે; તેમ કલિયુગ-નાં જીવોને પ્રેમથી ખેંચવાનું—અથાક ભાર વહન કરવાનું તથા સંસારથી પાર કરવાનું કામ તમારા સ્વભાવમાં સુલભ છે. ઓણી રીતે તપાસતાં ' પ્રેમનુ પાન અને પ્રેમનું દાન ' કરવું તથા કરાવવું એજ તમારો પ્રધાન અને મુખ્ય ઉદ્દેશ છે.

પ્રભો ! મને પકડી જકડીને બાંધીતો લીધો છે પણ હવે આ બંદી-વાનને સમુદ્રમાં ફેંકી નહિ દેતાં પ્રેમસમુદ્રને કિનારે હાથ પકડી શીખવજો પ્રેમ !

પ્રભુપાદ ! પ્રેમમયીનાં પ્રેમરાજ્યમાં તમેજ એક મોટા સતાધિકારી છો. તમારા અનુગ્રહ શિવાય બીજા કોઇને ચાકરી મલી શકતી નથી તે પ્રેમરાજ્યમાં ! અરે ! ચાકરીની વાત સુધ્ધાં પણ થઇ શકતી નથી; પરંતુ મન વચન અને કાયાને અર્પણ કરી ખુશામત આદિ સઘળું ઘટતું જે કોઇ કરે છે અને સાથે સાથે તમોને સંતુષ્ટ કરે છે. તેઓજ તે પ્રેમરાજ્યમાં ચાકરી મેળવી કૃતાર્થ થાય છે. પ્રેમરાજ્યનો ચાકર સમુદાય એજ તમારી શાખા ઉપશાખા છે. પ્રભુ ! મારા ઉપર દયા કરી તમે ભલામણ કરી દીયો. તમારી ભલામણ વિના ત્હેને સંતુષ્ટ કરવાની મારામાં જરાયે શકિત નથી; માટે 'પાંગળાને પર્વત કુદાવી' તમારો જાતીય ધર્મ બજાવો ! પ્રભુ ! મારા જેવો આંધળો—લંગડો અને આતુર બીજો કોઇ ભાગ્યેજ હશે !

પ્રભો ! કુતરાની પેઠે ઘરઘરનું એંઠું જુઠું ખાઇને ભાગ્ય યોગથી આજે આપને આંગણે આવી પ્રસાદ મેળવી જન્મ સફળ કરી શકયો છું. આ પરોપકારી રાધાનાં ઉપકારનો બદલો હું કોઇ રીતે વાળી શકું તેમ નથી...તેમ બદલો વાળવાની ઇચ્છા પણ નથી ! પ્રભુ ! રાધાનું મંગલ કરો. રાધાનો બંધુ થવાથી આજે હું ધન્ય થયો છું.

અટલ પાસે પણ હું ચિરરૂણી રહ્યો છું ! મારા જેવા પાગલનાં બે ચાર પત્રો પ્રગટ કરી અટલે મ્હને અમુલ્ય ભંડાર અર્પણ કર્યો છે; અને હજીયે અમુલ્ય રત્નો અર્પણ કરી રહેલ છે.

પ્રભુ ! એ નજીવું પુસ્તક આપના સ્પર્શને યોગ્ય તો નથીજ; તો પણ હાથમાં લઇ જરા જોઇ જશો તો આ હતભાગીનાં ઉપર મહાન ઉપકાર થશે; એ નિઃસંદેહ છે.

જયાં સુધી પ્રભુ ચરણનાં સાક્ષાત દર્શન નહિ થાય ત્યાં સુધી પ્રભુ કૃપાનાં દર્શન સ્વરૂપ "શ્રીચૈતન્ય ભાગવત અને શ્લોકમાલા" નાં દર્શન અને સેવા કરી જીવન ધારણ કરી રાખીશ. ચરણ દર્શન અને પ્રસાદ મળવાની ઇચ્છાથી જીવન ટકી રહેલું છે. અમો પવિત્ર "ચૈતન્ય ભાગવત" નાં

દર્શન કરી પવિત્ર થયા છીયે. મ્હારી સ્ત્રીને પણ નિર્ધનને ધન મલવા જેટલો આનંદ થયો છે અને શ્રીચરણમાં કહાવ્યા છે કોટીકોટી પ્રણામ! તેમ આવી દયા હંમેશને માટે કાયમ રાખવા પ્રાર્થના કરી છે. ત્હેનાં અભિલાષપુર્ણ કરો એજ નિવેદન છે.–પ્રતિ.

તમારો

દાસાનુદાસ—હર.

## પત્ર ૧૨ મો

શ્રીયુક્ત વિનોદ બિહારી ગોસ્વામી–કલકતા.

પ્રણામ નિવેદન વિશેષ,—પ્રભુ! આજે શી સાંભળું છું નવીન વાત ત્હમારા મુખથી? હું તો છું એક દાસાનુદાસ તમારો...વિચાર કર્યાવિના જે તમારો ધનભંડાર ઉડાવી રહ્યો છું તેમાં લેશમાત્ર સ્વાર્થ નથી મારો, પણ જગતનાં ચારે ખુણામાં ગર્જી રહે તમારા યશનો જયધ્વનિ, એજ એક માત્ર છે ઇચ્છા મારી !

: પાગલ તો છે એક અમારા નિતાઇ અને હું તો છું એક કીટાનુકીટ–હું તો છું નિત્યાનંદનાં દાસાનુદાસનો દાસ!

મારામાં શી છે શકિત એવી કે ધારણ કરી શકું હું નામ તે પાગલનું ? પણ તમેજ આપ્યું છે તેવું નામ પાગલનું.

"પ્રથમ પાગલ શ્રીગૌર કહાવે, બીજા પાગલ સંગી કહાવે;
નાચે ગાયે બજાવે ઢોલ, નિતાઇ અદ્વૈત પાગલ બોલ."
"પાગલના સાથીયો ઘેલા, હોય પાગલ તણાં ચેલા;
પાગલના એજ વંશવેલા, પાગલનાં દગમંહી છેલ્લાં"

પ્રભુ! જો મ્હને મળશે છેવટનીપણ જગા આવા પાગલનાં મંડળમાં તો હું કૃત્તાર્થ થઇશ જન્મો જન્મ !...હે પ્રભુ ! તમારી ધનસંપતિ છે તે તમારીજ રહેશે. તે સંપતિ લુંટાવી દેવા છતાં પણ કદાપી ખુટશેજ નહી.

માઓ-પીઓ, લુંટો ઉડાવો, તલભાર પણ ઘટશે નહિ; નિતાઇનો આ મખુટભંડાર છે, ખર્ચ્યે દિનદિન વધશે સહી.

પ્રભો! ભય રાખશો નહી, તમારો ભંડાર જેમ વધારે લુંટાશે તેમ તેમ તમારા યશનો વધારે વિસ્તાર થશે; માટે કંઈ ચિંતા કરશો નહિ. પ્રભો! તમો દયા કરી મને જે સોંપશો તે હું સાચવી રાખીશ, અને યુગે યુગે માથા ઉપર તે ઉંચકીશ; તથા તમો જ્યારે પાછું માંગશો ત્યારે તમોને સોંપી દઇશ...તમારી આજ્ઞા શીવાય એક ડગલું પણ ભરીશ નહિ. મારા ઉપર દયા કરી મને ગણજો તમારો દિનદાસ, અને સફળ કરજો જીવન મારૂં? એજ એક નમ્ર પ્રાર્થના છે.

પ્રભો! હું તો છું એક સામાન્ય ખેલાડી અને તમો તો છો રમતનાં સ્વામી; માટે તમો હુકમ કરો છો ત્યારે સંતાઇ જાઉં છું અને હુકમ કરો છો ત્યારે હાજર થાઉં છું. હું તો વર્તું છું તમારી આજ્ઞા પ્રમાણે અને પાલન કરૂં છું તમારા હુકમનું! કદિ કંઇપણ ક્રિયા કરતો નથી તમારી આજ્ઞા શીવાય. હવે મને નિર્થક બીજો વેશ પહેરાવશો નહિ...ખરેખર હવે હું વર્તિશ તમારી ઇચ્છા પ્રમાણે. આ દિનદાસ ઉપર ચાલી શકશે બળજોર તમારૂં, પણ મારી વિનંતી છે કે, જે પાઠ ભજવતાં મને આવડે નહિ કે જે વેશ મને શોભે નહિ તેવો પાઠવેશ મને આપશો નહિ. પ્રભુનો પાઠ તમે ભજવો અને મારો જે પાઠ છે તે મને આપો, એજ પ્રાર્થના છે!

પ્રભુ! અટલે તમોને જે કહ્યું છે તે ખોટું નથી. હજુ કોણ જાણે કેટલો વખત તમે મને રાખશો આ મહેલમાં? હવે મને જલ્દી બીજા મહેલમાં મોકલશો એવું સમજાય છે કાર્ય ઉપરથી. પરંતુ તે પહેલાં જો કોઇ સ્થાનમાં મલી શકશે જગા તો ઇચ્છા છે કે; ભીખ માગીને એક મોટો આશ્રમ સ્થાપન કરીશ અને ત્યાં તમારી જયપતાકા ઉડાવી મનની હોંશ પુર્ણ કરીશ પણ પુર્ણ થાઓ ઇચ્છા તમારી!

તમારા ચરણ ચાંપી થાક ઉતારવાનું કામ મને સોંપજો તે શીવાય બીજું એક કામ મારા જેવા મુર્ખના હાથમાં સોંપવાનું સાહસ કરશો નહિ.

પ્રભુ! આ જે પ્રેમનો ભંડાર છે તે આપનોજ છે. હવે તે ભંડાર ઉડાવવાનું કામ તમો કરો અને ભંડારમાંથી ધન લાવી દેવાનું કામ હું કરીશ. તમોએ તમારૂં કામ હાથ ધર્યું છે તે જોઈને આજે હું તદન ચિંતા રહીત થયો છું. હવે તમો દુકાન સંભાલો, વેપારના કામકાજ કરો અને હું જયનિતાઈ જય-જયદુકાનદાર જય, એમ જયનાદ ઉચાર્યા કરીશ આ મારી ઇચ્છા છે.

પ્રભો! જો મારા ઉપર દયા કરી છે તો હવે હાથમાં ધારણ કરો દાનપત્ર! પ્રભુપાદ અતૂલકૃષ્ણને મારા પ્રણામ નિવેદન કહેશો!

જગન્નાથના મહારાજ્યમાં એક સ્થળ મળી જશે તો કાયમને માટે એક દુકાન ખોલવાની ઇચ્છા છે. સમુદ્રના કિનારા ઉપર થોડી જગા મલી જાય તો વધારે ઠીક થાય. શું આ ઇચ્છા જગન્નાથજી પૂર્ણ નહિ કરે?...જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો!

પ્રભો! તમારાં યશકીર્તિ ચિરસ્થાયી રહે એ અભિલાસા માટે દયામયની પાસે પ્રાર્થના કરૂં છું.

તમારો દાસ—હરિ.

## પત્ર ૧૩ મો

પ્રિય સ્યામલાલ! (શ્રીયુકત સ્યામલાલ ગોસ્વામી—ચિંચુડા)

તમારો પત્ર મલ્યો છે. તમો કુશળ છો એ જાણી આનંદ થયો છે. માયાના સંસારરૂપ આ અઘોર વનમાં જે કોઇ શ્રીકૃષ્ણના સુદ્રઢ અને પુર્ણ નિરાપદ શ્રીપાદપદ્મનો આશ્રય કરીને રહે છે, તેઓ આનંદ સહીત માયાનો ખેલ જુએ છે. અને નિશ્ચિંત રહે છે. શ્રીકૃષ્ણના શરણાગત જીવને માયા જરા પણ સતાવી શકતી નથી. જો નિત્યાનંદ ભોગવવા ઇચ્છા હોય તો શ્રીકૃષ્ણના નિરાપદ પાદપદ્મનો આશ્રય કરજો. જો શ્રીકૃષ્ણના પાદપદ્મનો આશ્રય નહિ લીયો તો માયાના હાથમાં પડી ઘણું દુ:ખ ભોગવવું પડશે.

જેમ રામના દર્શનથી અને નામથી ભૂતપ્રેતાદિ નાશી જાય છે, તેમ

કૃષ્ણનું નામ સાંભળી માયા દુર નાશી જાય છે. બાપુ! જયાંસુધી શ્રીકૃષ્ણના સુદઢ પાદપદ્મનો આશ્રય મળે નહી ત્યાંસુધી મનવચન કાયાથી શ્રીકૃષ્ણનાં નામનો આશ્રય કરીને રહેજો. માયાનાં લોખંડી બાહુબંધથી છુટવાનો ઉપાય ' દિવસ રાત શ્રી કૃષ્ણ નામનું સ્મરણ કરવું એજ છે.

જે સ્થાને કૃષ્ણ નામ છે તે સ્થાને માયા રહેતીજ નથી. જ્યાં નિત્ય સ્મરણ થાય છે કૃષ્ણનાં નામનું ત્યાં નિશ્ચય શ્રીકૃષ્ણ રહે છે.

કૃષ્ણનું નામ સ્મરણ થાય છે કે માયા નાશી જાય છે. જેઓ નિત્ય સ્મરણ કરે છે કૃષ્ણનાં નામનું, તેઓ નિ:સંદેહ વસે છેજ કૃષ્ણના રાજ્યમાં. કૃષ્ણને આધીન છે સકળ તિર્થો, માટે જયાં નિત્ય સ્મરણ થાય છે કૃષ્ણનાં નામનું, ! ત્યાં હમેશાં સઘળાં તિર્થો હાજર હોય છે. શાસ્ત્રોમાં કહેલું છે કે, જેઓ સતત સ્મરણ કરે છે કૃષ્ણના નામનું, તેઓ પળે પળે સ્નાન કરે છે સકળ તિર્થોમાં ! આવો કૃષ્ણ નામ સ્મરણનો સરલ ઉપાય છે આપણાં હાતમાં તો હવે કોઇને નિરાશ થવાનું કારણ શું છે?

બાપુ ! આપણા ઉપર દયા કરીને નિતાઇએ બતાવી દીધો છે નામ સ્મરણનો મોટો રાજમાર્ગ. હવે એક નિત્યાનંદનું શરણ લઇને તે રાજમાર્ગ સહુ ચાલ્યા જાઓ અને કૃતાર્થ થાઓ.

કૃષ્ણનાં રાજમહેલનાં દ્વારપાળ અમારા નિતાઇ છે. તે જેના મુખમાંથી કૃષ્ણનામનો શબ્દ સાંભળે છે તેને એકદમ કૃષ્ણના મહેલમાં ખેંચી જઇને ભયરહીત કરી દે છે...આવા દયામય દ્વારપાળ નિતાઇની દયા કેવળ નામ સ્મરણ કરવાથી નિ:સદેહ મેળવી શકશો ...જો દયામય નિતાઇની દયા થશે તો તમોને પ્રેમથી ખોળામાં ઉંચકીજ લેશે પ્રેમનાં પ્રભુ ગૌરાંગ ! માટે કહું છું કે, બાપુ! કોઇ તજશો નહિ આવો નામ સ્મરણનો રાજમાર્ગ !

**મહારાજ! સાઠ હજાર કે લાખ વરસની તપશ્ચર્યા કરવાથી જે ફળ પુર્વકાળે મળતું હતું તે ફળ આજે આ કલીકાલમાં ઉત્કંઠા રાખવાથી સાઠ મીનીટમાં મલી શકે છે.**

બાપુ ! આ દુ:ખદ કલિકાલમાં આપણાંથી દુ:ખદાયક કઠણ તપશ્ચર્યા

થઇ શકશે નહિ એમ પ્રથમથી જાણી જઇને નામ સ્મરણનો સુખદ સિધ્ધ ઉપાય દયામય નિતાઇ આપણને આચાર સિધ્ધ બતાવી ગયા છે તેનો સત્વર અમલ કરવો એ શું પરમ હિતકારક કર્તવ્ય નથી?

મહારાજ! આ સબંધી વધારે શું કહુ? પણ જો નામ સ્મરણ કરશો તો કહ્યા વિના પણ તમો સઘળું અનુભવી શકશો. વ્હાલા! દુઃખ ચિંતા કે ભયથી જ્યારે મન બહુ મુંઝાઈ જાય ત્યારે સહુ ભેગા મલી હરિકથા કરશો તો મનની મુંઝવણ મટી જશે અને દુઃખચિંતા તથા ભય ભાગી જશે. બાપુ! ચિંતાને ચૂર કરવાનો—દુઃખને દુર કરવાનો અને ભયને ભગાડવાનો સફળ ઉપાય એકમાત્ર નામસ્મરણ છે; માટે નામસ્મરણ કરજો અને કરાવજો?

નિત્યાનંદ અતિદયાળુ છે; તે વણમાગ્યે પણ પ્રેમ આપે છે; માટે નિતાઇ ચરણનો આશ્રય લેવામાં વિલંબ કરશોજ નહિ.

બાપુ! ગાંડાની પેઠે જેમતેમ લખી નાંખેલ છે તો તે માટે ક્ષમા કરજો!

કલિયુગનાં જીવોનાં પરમકલ્યાણનો સર્વોત્તમ અંતિમ ઉપાય એક નામસ્મરણ છે; માટે આનંદ સહીત સતત સ્મરણ કર્યા કરો; કૃષ્ણનાં નામનું! એજ મારી ઇચ્છા અને પ્રાર્થના છે! મારો પ્રેમ સહુને આપજો.

તમારો—**હર.**

## પત્ર ૧૪ મો.

[ શ્રીયુકત **રજનીકાન્ત**–વકીલ.　　　　　કુમિલા. ]

તમોને શી ઉપમા આપું તો મર્યાદા જળવાય? એ પ્રશ્નનાં જવાબમાં શબ્દો નહી મળવાથી મથાળે કંઇ વિશેષણ લખ્યું નથી.

... ... સ્નેહ અને દયાપૂર્ણ તમારો પત્ર વાંચી મને ઘણો આનંદ થયો છે.......

મહાશય! જેને વધારે બોજો ઉપાડવાનો હોય છે તેનીપાસે બળ

અને બળવાન દોરડું પણ હોય છે... જો આ ભૂમિનો ભાર ઉપાડવા દયામય હરિ કૃપા કરીને શકિત એકઠી કરે છે તો હવે મારે શી ફીકર છે?

જેમ ગજગ્રાહથી થયો હતો ગજનો ઉધ્ધાર પ્રભુની દયાથી; તેમજ મારો ઉધ્ધાર પણ થશે પ્રભુની દયાથી! મહાશય! પ્રભુની આજ્ઞાપ્રમાણે મને જોરથી ઉપાડયો છે તો જો જો હો હવે પછી નિર્દય બની અધવચ્ચ રસ્તે મુકી દેતા નહિ એ મારી પ્રાર્થના છે! જો મારૂં ચિરવહન કરશો તો તમારી યશકીર્તિ ચિરસ્થાયી થશે.

મહાશય! તમોને વખતો વખત જે દુ:ખ થાય છે તે નિયમપ્રમાણે થાય છે માટે ચિંતા કરશો નહી. ચાલાક બાળકને વધારે હુશીયાર બનાવી યશની વૃધ્ધિ કરવા માટે દુ:ખ પડે છે—એ પ્રભુની એક રમત છે. 'સહુ પવિત્ર બનો અને પ્રભુની રમતમાં જોડાઓ' આવા શુભ હેતુથી વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ લેવા સહુને પ્રભુએ મોકલ્યા છે. જેઓ પરિક્ષામાં પાસ થાય છે તેઓને પોતાનાં પારિષદ બનાવે છે અને નાપાસ થાય છે તેઓને પારિષદ બનાવતા નથી. પ્રભુ દયામય હોવાથી નાપાસ વિદ્યાર્થી ઉપરથી પણ સ્નેહનીક દયાની નજર ખેંચી લેતા નથી. એક વિદ્યાલયમાંથી બીજા વિદ્યાલયમાં દાખલ થવું તેનું નામ છે યોનિભ્રમણ દયામયની દયા માટે કદિપણ અવિશ્વાસ લાવશો નહિ.!

મહાશય! આ માનવજીવન એ દુર્લભ વસ્તુ છે; કારણકે ઉન્નતિનો અને અવનતિનો માર્ગ માનવજીવનમાંથી મળી શકે છે માટે હવે સાવચેત થવાની જરૂર છે. ઇચ્છાપ્રમાણેનો પદાર્થ પ્રાપ્ત કરવાનો હક્ક મનુષ્ય જન્મમાં છે. ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિમાટે સંકલ્પ કરવાનો સંપૂર્ણ હક્ક મનુષ્ય જન્મશિવાય બીજા કોઇ જન્મમાં નથી; તો હવે. પરમપદાર્થની પ્રાપ્તિનો શુભ સંકલ્પ સત્વર કરી લેજો.

આવા સંકલ્પની સંપૂર્ણ સ્વતંત્રતાનો જન્મસિદ્ધ હક્ક મનુષ્યશિવાય દેવતાઓને કે નર્કવાસીઓને પણ નથી કારણ કે દેવો એ ચાકર જેવા છે અને નર્કવાસીઓ એ કેદી જેવા છે. ઇશ્વર પ્રાપ્તિનો સંપૂર્ણ હક્ક મનુષ્ય

નેજ જન્માસિદ્ધ મળેલો છે અને તે માટે મનુષ્ય સંપૂર્ણ સ્વાધિન છે. ઇચ્છિત પદાર્થની પસંદગી કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા ફકત મનુષ્ય જન્મમાંજ છે; માટે ઇચ્છા મુજબ કરો !

મહાશય ! પાગલની પેઠે જેમતેમ લખી નાંખ્યું છે તેમાટે મને ક્ષમા કરશો. છેવટે મ્હારી પ્રાર્થનાપૂર્વક તમોને વિનંતિ છે કે; 'મનુષ્યજન્મ મલ્યો છે. તો આદર્શ મનુષ્ય થાઓ અને સઘળાં મનોરથ સફળ કરો.' આવો શુભયોગ પછી કોઇકાળે મલી શકશે કે નહિ તે કોને ખબર છે ?

બાપુ ! આવો દુર્લભ મનુષ્ય જન્મ મળવા છતાં જેઓ 'હરેકૃષ્ણ' બોલતાં નથી તેઓ જીતેલી બાજી હારી જાય છે—અને નિઃસંદેહ તેઓ ઠગાઇ જાય છે. મારા જાત અનુભવથી હું કહૂં છું કે, આવા હારેલા વર્ગનો હું નેતા છું, માટે સહુને પુકારી પુકારીને મારો જાત અનુભવ જણાવું છું કે; મારી પેઠે હરિને ભુલી જશો નહિ અને મનુષ્યજન્મ હારી જશો નહિ. તમો હરિ હરિ બોલતાં આવ્યા છો અને હવે હરિ હરિ બોલતા બોલતાં જજો. હરિને સ્વપ્ને પણ ભૂલશો નહિ .......... હરેકૃષ્ણનાં સ્મરણવિના હું દુર્લભ મનુષ્ય જન્મ હારી ગયો છું માટે તમો સહુને લાખ—કરોડ કે અસંખ્યવાર એકની એક વાત કહું છું કે; "લાખો કષ્ટ પડે-દુખનાં ડુંગરા તુટી પડે—અડચણોનાં મહામોજા ઉછળે તો પણ નિશ્ચયને તજી એક ડગલું પણ આઘા ખસશો નહી.' ... મન વચન કાયાથી હરિનામમાં વિશ્વાસ રાખી દિવસ રાત હરિનામમાં મસ્ત રહેશો તો તમારા આનંદનો પાર રહેશે નહી.

પ્રિયે ! જો ડુબ્યા રહેશો હરિનામ સ્મરણમાં તો આ જગતનું જંતુ પણ તમોને ભય બતાવી શકશે નહી. જો શતત નામસ્મરણ કરશો તો તમોને સહુ પ્રેમની નજરથી જોશે. આવી સ્મરણ દશામાં તમો આત્મ ભાન ભુલી જઇ આનંદમાં મસ્ત બની જશો.

મહાશય ! હરિપ્રેમનો આવો આનંદ ભોગવતા તમોને હું નર્કમાં પડયો પડયો પણ જોઇશ તો તે વખતે નર્કનાં અસંખ્ય જીવો તમારી

તરફ ચાલ્યા આવશે. જો નર્કનાં જીવો સુધ્ધાંને હરિપ્રેમનો આનંદ ભોગવતા હું જોઇશ તો હું એકલો નર્કમાં પણ આનંદથી રહી શકીશ એ નિ:સંદેહ માનજો.

કુકકરનાં દુર્ગંધીમય સ્થાન જેવું નર્કસ્થાન પણ મને ભય કે દુ:ખ ઉપજાવી શકશે નહિ–તેવા ભયંકર સ્થાનમાં પણ હું આનંદથી રહી શકીશ.

મહાશય ! મને એકલો મુકી તમો સહુ હરિનામ સ્મરણનાં બળથી સમસ્ત નારકીનો ઉધ્ધાર કરશો તો તે જોઇને હું ઘણો ખુશી થઇશ. કૃષ્ણ મને તેવો શુભ દિવસ દેખાડે એજ આશાયે હું આ જીવન ટકાવી રહ્યોછું.........

તમો કૃષ્ણનાં પ્રિતિપાત્ર છો માટે મને આ ભાવ–બળ અને આશા ઉત્પન્ન થાય છે.

મહાશય ! તમો પ્રેમ રાજ્યનાં મહાજન છો માટે તમોને ભય અને ચિંતા રહ્યા કરે છે પણ હું અલ્પજન ગરીબ છું માટે મને ભય કે ચિંતા છેજ નહિ. તમો મહાજન છો અને હજુ મોટા મહાજન બનો એ માટે દયામયીની પાસે નિત્ય પ્રાર્થના કરૂં છું !

જ્યારે મહાજન થશો ત્યારે શ્રીમતિ રાધાની પેઠે પળે પળે દિવસ રાત રડયા કરશો અને આત્મભાન ભૂલી જશો. તમારો આશ્રિત ગણીમને યાદ કરજો ! એક એજ વિનંતિ છે.

તમારો—હર.

## પત્ર ૧૫ મો.

**બાબા !** [ રજની બાબુ ]

તમારો સ્નેહપૂર્ણ પત્ર વાંચી અત્યાનંદ થયો છે.

બાબા ! જ્યારે જે વસ્તુની ખરેખરી જરૂરીયાત પડે છે ત્યારે દયામય કૃષ્ણ આપણને તે વસ્તુ જરૂર આપે છેજ. જ્યાં સુધી જીવ

કૃષ્ણથી દુર હોય છે ત્યાં સુધી સાંસારિક ઉન્નતિ કરવાનાં અનેક પ્રયત્નો કર્યા કરે છે. પરંતુ બાબા ! એકવાર કૃષ્ણ કૃષ્ણ બોલ્યા પછી તેને સાંસરિક ઉન્નતિ સારી લાગતી નથી. કૃષ્ણ નામનાં સતત સ્મરણથી 'સર્વ' વસ્તુ ઉપર અનાસકિત થાય છે—સર્વસ્વ ત્યાગની વૃત્તિ થાય છે અને શાન્તિમાટે તીવ્ર ઇચ્છા થાય છે.' આવાં આવાં અનેક ભાવનો ઉદય થવો એજ કૃષ્ણ નામનો પ્રભાવ છે.

તમારી મનોદશા શાન્તિ ઇચ્છે છે માટે તમો વકીલાતનો ધંધો છોડીને ફકત શાન્તિ રહે એવી નોકરી શોધો છો; પણ બાબા ! હજુ તમારા વિચારો બદલાશે અને નિર્જન એકાન્તવાસમાં રહેવાની અભિલાસા થશે.

બાબા ! જ્યાં સુધી મનુષ્ય સાચા હીરાને ઓળખતો નથી ત્યાં સુધી કાચનાં કટકાનો સંગ્રહ કરે છે. પરંતુ સાચા હીરાને ઓળખતા શીખે છે ત્યારે કાચનાં કટકાને ફેંકી દે છે. તેમ જયાં સુધી આ જીવ કૃષ્ણને પાદપંથે ચડયો નથી ત્યાં સુધી સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે પરંતુ જયારે હરિનામનાં સાચા હીરાનુ જ્ઞાન થાય છે ત્યારે જીવ સાંસારિક પદાર્થોને ફેંકી દેછે .....દયામય હરિ આ જીવને સંસારની આસકિતમાં ચિરજીવન રહેવા દેતા નથી......સંસારનાં વિષમય ફળનો સ્વાદ ભોગવતાં જયારે જીવ ઝેરથી જડ જેવો બેભાન બની જાય છે ત્યારે કૃષ્ણ પોતાનું નામ અને પ્રેમ આપે છે અને જીવનું ઝેર દુર કરે છે તથા સાચે રસ્તે ખેંચી લે છે. કહો બાબા ! આવી દયા બીજું કોણ બતાવી શકે ?

બાબા ! હવે સઘળું ભુલી જાઓ અને ફકત તે દયામયનું નામસ્મરણ કર્યા કરો......મનવચન અને કાયાથી કૃષ્ણનાં થઇને રહો; તેથી પરમાનંદમાં ડૂબ્યા રહેશો.

બાબા ! દયામયનાં નામસ્મરણ શીવાય હવે બીજું શું કરવાનું છે ? આ જગતમાં સુખે દુઃખે દિવસો તો સહુનાં જેમ તેમ ચાલ્યા ગયા છે

અને ચાલ્યા જાય છે તો પછી હરિને શામાટે ભૂલીજવા? મારૂં હીત શાથી છે એ હું જાણી શકતો નથી મારે તો પાગલની દશામાં હાય હાય કર્યાં કરૂં છું ! બાબા ! જો તમારો પ્રાણ પ્રાણવલ્લભને માટે વ્યાકુળ બન્યો છે તો હવે તેનાં ઉદ્દેશ પ્રમાણે યાત્રા કરવી એ શું ઉચિત નથી !

જેમ બાલીકાને પ્રથમ સ્વામિકરતાં ઢીંગલા ઢીંગલીમાં વધારે સુખ લાગેછે પણ તે યૂવતિ થાય છે ત્યારે સ્વામીનું સુખ તેને સારૂં લાગેછે. તેમ તમે જો સ્વામીને ઓળખી શકયા છો તો હવે શામાટે વિલંબ કરી બેસી રહ્યાં છો ? હવે સ્વામિને મેળવવા પ્રયત્ન કરવો એજ કર્તવ્ય છે.

બાબા ! જે પ્રભુનાં પ્રીતિપાત્ર છે તેને માટે નાના મોટાનો વિચાર કરશો નહિ તેમ બ્રાહ્મણ ચાંડાલનો ભેદ પણ ગણશો નહિ. જેને જેને પ્રભુનાં પંથમાં દેખો તેને અંતરની લાગણી સહીત પ્રાણવલ્લભની વાત પુછજો. ઘણુંક તો જવાબ આપ્યાવિના ચાલ્યા જશે પણ એકાદ માલમી મલી આવશે તો તે હાથ પકડી હેતથી લઇ જશે પ્રાણબંધુની પાસે; અને નૂતન દાસી બનાવી દાખલ કરશે પ્રેમમયીની પ્રેમસેવામાં. પ્રેમસેવામાં દાખલ થયા પછી 'તમો કૃતાર્થ થશો. પ્રાણવલ્લભની મધૂર વાતોથી અને મોહકમંત્રથી આત્મભાન ભૂલી જશો અને સર્વ જવાળા શાન્ત થઇ જશે'! બાબા! હવે બેસી રહેવા કરતાં વ્યાકુળ પ્રાણથી પ્રાણનાથનાં ઉદ્દેશ પ્રમાણે ચાલ્યા કરો. સૂર્ય આથમું આથમું થઇ રહ્યો છે—રાત્રી થવાને થોડો સમય બાકી છે—રસ્તો અજાણ્યો છે માટે હજુ સમય છે તો જલ્દી જલ્દી ચાલવા માંડો. સંગાથી તરીકે મારી માને સાથે લેજો. હાથેહાથ મેળવીને ચાલવા કરતાં પ્રાણેપ્રાણ મેળવીને—હૈયે હૈયું મેળવીને ચાલજો; કારણ કે બંને જણ એકમન, એકપ્રાણ થયા વિના ત્યાં જઇ શકશો નહી. હવે પલવારનો પણ વિલંબ કરશો નહી. પલકવારનાં વિલંબથી લાખો માઇલનું છેટું થતું જશે, માટે માને કહેજો કે; આ ગાંડા બાળકની વાતને ધ્યાનમાં લઇ તમારી સાથે હળી મળીને યાત્રા કરવા નીકળો. આપ્રમાણે વર્તશો તો તમો કૃત્તાર્થ થશો.

તમારો સ્નેહી—**હર.**

# પત્ર ૧૬ મો.

બાબા ! [ રજની બાનુ. ]

આ સંસાર એ એક મુસાફરખાનું છે...તેમાં વિસામો લેવા અને બળ મેળવવા રાતવાસો કરેલોછે, માટે વિશ્રામ રાત્રીનો શ્રેષ્ટ સમય વાદવિવાદ કે કલેશ કંકાસમાં ફોગટ ગુમાવી નહિ દેતાં ધારેલે ઠેકાણે પહોંચવાનીજ ઝંખના રાખજો ! બાબા ! આ સંસારનાં કોઇપણ કામ માટે વાદવિવાદ કે કલેશ કંકાશ કરી ચિંતા વહોરી લેશો નહી. દિવસને રાત શ્રીહરિનાં ચરણ કમલનું સ્મરણ કરીને સબલ અને સ્વસ્થ બનવું એજ તમારા જેવા બુદ્ધિમાનનું મુખ્ય કર્તવ્ય છે !

બાબા ! આ જગત ઉપર જે જે કાર્યો કરવા માટે આપણે આવ્યા છીયે, તો તે તે કાર્યો વસે કે કવસે જરૂર કરવાજ પડશે. જગતનાં સામાન્ય કાર્યોની ચિંતા કરવામાં વખત ગાળવાને બદલે હરિનામસ્મરણ તથા હરિગુણ કીર્તન કરવામાં દરેક વખતનો ઉપયોગ કરી શામાટે જીવનનું સાર્થક ન કરી લઇયે ? બાબા ! પળવાર પણ હરિનું નામ ભૂલશો નહિ...તથા સંસારની નજીવી બાબતો માટે ચિંતામગ્ન રહેવાને બદલે હરિ પ્રેમમાં મગ્ન રહે જો !

બાબા ! હરિનામ કરવાથી હૃદયમાં અદમ્ય બળ આવશે તથા સર્વ પ્રકારનાં સામાન્ય કે અસામાન્ય ભયો તમારી પાસેથી દુરનાશી જશે. શોકની કે ભયની છાંયા સરખી પણ તમારી પાસે આવી શકશે નહી અને તમો પૂર્ણાનંદમાં ચિર જીવન વ્યતિત કરી શકશો.

બાબા ! આવો દુર્લભ લાભ તજી; જેઓ ભય અને અશાન્તિનાં કારણ રૂપ આ સંસારનાં ભ્રાન્તિરૂપ કાર્યો કરી ચિંતા વહોરી લે છે તેઓ અંતે નિશ્ચય ભુલનો પસ્તાવો કરે છે અને દુર્લભલાભ ગુમાવી બેસે છે એમાં જરા પણ સંદેહ કરશો નહી.

બાબા ! હરિનામ સ્મરણ કરનાર પાસે અંતે એક લંગોટીસુદ્ધાં

પણ શરીર ઉપર રહેતી નથી એ સત્ય છે પરંતુ આવા નગ્ન દીગંબર પાગલ બાવાનાં પગની પાસે મોટા રાજા મહારાજાઓનાં રાજમુગટો પણ નમી જાય છે. હવે સમજ્યા હશો કે મોટા શી રીતે થવાય ?

બાબા ! હવે સંસારની ઉન્નતિ કે અવનતિ તરફ દ્રષ્ટિપાત કર્યા શિવાય કેવળ વ્યાકુળ મનથી એક માત્ર હરિસ્મરણ કે મધુર કૃષ્ણ નામ સ્મરણ કર્યા કરશો તો તમારા સઘળાં ભય-શોક દુર થશે અને તમો નિર્ભયતાથી અપૂર્વ આનંદમાં ડુબ્યા રહેશો.

બાબા ! કૃષ્ણ નામમાં જેવો નીશો રહેલો છે તેવો નીશો બીજા કોઇ પદાર્થમાં છેજ નહી. માદક પદાર્થથી તો એકજ માણુસને નીશો ચડે છે. પણ જો એકજ માણુસ કૃષ્ણ પ્રેમી થાય છે તો તે આખા જગતને નીશો ચડાવી શકે છે. કહો, આવી માદક વસ્તુ બીજી કોઇ દીઠી છે ? !

બાબા ! કૃષ્ણ નામથી તમો મસ્ત બની જશો અને બીજાઓને પણ મસ્ત બનાવી શકશો માટે આવા મધુર કૃષ્ણ નામને કદાપી પણ ભુલશો નહી. બાબા ! તમો કૃષ્ણ નામ રટતા રહો અને બીજાઓને પણ કૃષ્ણ નામ સ્મરણ કરવાનું કહેતા રહો !

બાબા ! આ બધી વાતો હું તમોને કહું છું તે સત્ય છે પણ મારી દશા તો સુવર્ણભારવાહી ખરનાં ! જેવી છે. ! ! મારે તો સર્વ આશા અને ભરૂસો એક તમારામાં છે......મારી સ્નેહમયી માને કહે જો કે; તેનાં આ અતિ દુષ્ટ બાળકને ભુલી જાય નહી......માતાના વ્હાલને લઇનેજ બાળકો ઉપર બાપનું હેત હોય છે માટે માતાની પાસે આજીજી કરૂં છું કે—હમેશને માટે મારા ઉપર સ્નેહ રાખ્યા કરજો પ્રથમનાં કરતાં હમણાં મારી માને વધારે આનંદમાં જોઇ ને હું ઘણો ખુશી થાઉં છું. કૃષ્ણ તેને હમેશને માટે પુર્ણાનંદમાં રાખે એજ પ્રાર્થના છે. મારા ભાઇ બ્હેનોને કહેજો કે, તેઓ તેનાં આ ગરીબ ભાઇને ભુલીજાય નહી. તેઓને મારો પ્રેમ દેજો.

તમારો સ્નેહી—હર.

# પત્ર ૧૭ મો.

**પરમ સ્નેહમયી મા !** [ રજની બાબુનાં પત્નિ. ]

દયામયી મા ! આ જગતમાં તમો ગરીબ કે દુઃખી મનુષ્યને દેખો તો તેને તમારા ભાઇ બ્હેન સમજીને તેનાં દુઃખ દુર કરવા પ્રયત્ન કરજો. આ સંસારનાં ધનકે રત્ન કંઇ સાથે આવવાના નથી. મા ! આપણે સહુ બાંધી મુઠીયે આવ્યા છીયે અને ખાલી મુઠીયે જવાનાં છીયે. અંતે ધર્મ શીવાય બીજુ કંઇ સાથે આવશે નહી. મા ! ગરીબોનાં દુઃખ ટાળવા એ ધર્મનું અંગ છે. મા ! આપણી પરિક્ષા કરવા માટે પરમપિતા પરમેશ્વર આપણને એક ભંડારી બનાવે છે અને બીજા ભાઇ ભાંડુનો ભાર આપણને સોંપે છે. દયાળુ પિતાયે સોંપેલુ કામ આપણે જો બરાબર કરતા નથી તો આપણને બીજાની દયાના ભીખારી બનાવે છે અને ભંડારીની જગા બીજાને સોંપે છે. એટલામાટે મા ! મ્હારી પ્રાર્થના છે કે—જગતનાં જીવ જંતુ ઉપર પણ દયા કરવી એ આપણી ફરજ છે. મા ! આજે ભંડારી બન્યા છો અને જો કર્તવ્યમાં ભૂલશો નહી તો જન્મો જન્મ આવીજ રીતે ભંડારી બનશો અને ધન અન્ન વસ્ત્રો છુટે હાથે ઉડાવી શકશો. મા ! દયામય પ્રભુનીપાસે મારી પ્રાર્થના છે કે, મ્હારાં મા બાપ યૂગેયૂગે આવા ભંડારી થાય અને મારા જેવાં ગરીબનું પ્રતિપાલન કરે.

હે મા ! આ જન્મમાં જે પુત્ર કન્યા મલ્યા છે તેઓ ખરેખર મારા નથીજ કેમ જે આવા પુત્ર પુત્રીયોથી ભરેલો આ સંસાર મ્હેં લાખો વાર ભોગવ્યો છે અને લાખોવાર તજ્યો છે.

મા ! જેઓ આજે મલ્યા છે તેઓને કાલે તજવાજ પડશે...જેમ ભુતકાળનાં કુટુંબીઓને આજે હું ભુલી ગયોછું તેમ આજે જેઓ મલ્યા છે તેઓંને કાલે હું ભુલી જઇશ અને તેઓ મને ભુલીજશે. કહો, આમ બે ચાર માણસો માટે ચિંતા કરવી એ શું ડહાપણ છે ? થોડાં માણસોની ચિંતા કરવી તેને બદલે સમસ્ત વિશ્વની ચિંતા કરવી એ શું શ્રેષ્ટ નથી ? મા ! નિશ્ચય માનજો કે; આ જગતમાં સહુ મારા છે અને હું સહુનો

છું......મા! વારંવાર જન્મ લેવાથી મારો સહુની સાથે સંબંધ થયો છે. એટલામાટે વિનંતિ કરીને કહું છું કે,—મા! ગરીબ દુ:ખીનાં મા બાપ થઇ અંતરમાં અપાર શાન્તિ ભોગવો અને તેવા કામથી કૃષ્ણને આનંદ આપો. મા! ગરીબ દુ:ખીનાં મા બાપ થાઓ એજ કૃષ્ણ ઇચ્છે છે–બીજું કંઇજ કૃષ્ણ ઇચ્છતા નથી......મા! પોતાની જાતનાં દુ:ખ માટે આંખોમાં આસું આવે છે, તે હીમજળ કહેવાય છે–એ હીમજળથી ખેતરનો પાક બળી જાય છે; પરંતુ મા! પારકાનાં દુ:ખને લીધે આંખોમાં જે આંસુ આવે છે તે અશ્રુજલ આકાશની મેઘવૃષ્ટિની પેઠે સમસ્ત હૃદયોને ભીંજાવી શકે છે–ભાવને અંકુરીત કરી શકે છે—જીવનને કૃત કૃત્ય કરી શકે છે અને અંતે હૃદયમાં કૃષ્ણપ્રેમને જલ્દી પ્રગટાવે છે.

મા! પારકાનાં દુ:ખો દેખી ત્હેનાં નિવારણમાટે 'રડવું' એ હૃદયને નરમ અને સરલ બનાવવાનો સહજ અને શ્રેષ્ટ ઉપાય છે. આવા કામથી કે આંખોના દયા અશ્રુથી કે કૃષ્ણ નામનાં મહામંત્રથી હૃદયને **સ્વભાવે ભીનું અને સ્વભાવે નરમ બનાવશો** તો અતિ સુખમય ફલની પ્રાપ્તિ કરી શકશો. મા! કૃષ્ણનામ ભુલશો નહીં પણ ખાતા પીતા, ઉઠતાં બેસતાં, જાગતા કે ઉંઘતા ઘણીજ કાળજીથી મધુર કૃષ્ણનાં નામને તમારા પ્રાણનું ધન ગણજો. મા! કૃષ્ણ અતિ દયામય છે તેથી તેની પાસે કાંઇ માગવાની જરૂર પડતીજ નથી. કારણ કે તે પોતે આપણું હૃદય જાણે છેજ; તેથી જે વખતે જે સુખ આપણને જોઇયે છીયે તે વખતે સર્વ સુખ અને શાન્તિ આપણને આપે છેજ. મા! કૃષ્ણ નામ સ્મરણ સતત કર્યા કરશો તો તે તમોને હમેશાં નવનવીન આનંદમાં મસ્ત રાખશે અને તે આનંદની વાતો તમો મુખેથી બોલી શકશો નહી પણ પ્રાણથીજ જાણી શકશો!

મા! કૃષ્ણ નામ તજી દેવાનાં બદલામાં જો કદાચ સ્વર્ગનું રાજ્ય મલતું હોય તો તેને નર્ક સમાન ગણજો પણ કૃષ્ણનામ તજીશ નહિ. મા!

ચાર દીવસની ચાંદની જેવા સંસાર સંગીનાં માયાવી સુખ દુઃખમાં મોહીત થઇને જે કોઇ હમેશનાં સંગી—નિત્ય સુખરૂપ એવા કૃષ્ણનાં નામને કે કૃષ્ણનાં ચરણ કમલને ભુલી જાય છે તેનાં જેવો મૂર્ખ કોણ હોઇ ?

વિસામો લેવા માટે ઝાડ નિચે બેઠેલા મુસાફરો જો થાક ઉતારવાને બદલે આપસ આપસમાં વાદવિવાદ કે કલેશ કંકાશ કરવામાં નકામો વખત ગુમાવે છે તો તેઓ ધારેલે ઠેકાણે વખતસર પહોંચી શકતા નથી. તેમ મા ! આ જગત બે દિવસનાં વિશ્રામ સ્થાન જેવું છે તેમાં નાના મોટાનાં વાદ વિવાદમાં ગુંથાય જશો તો વધારે દુઃખી થશો માટે કહું છું કે.—માં ! બે દિવસનાં સુખદુઃખમાં મોહીત બની અનંત સુખને તીલાંજલી આપી અનંત દુઃખને બોલાવી લેશો નહિ. છેવટે આ બાળકની પ્રાર્થના છે કે,- આ સંસારનાં સુખ દુઃખને ભુલી જઇ કૃષ્ણપાદપદ્મનાં આશ્રયમાં રહી ચિરજીવન પ્રાપ્ત કરો અને કૃત્તાર્થ થાઓ !

ગાંડાની પેઠે ઘણી વાતો આજે લખી નાંખી છે—હજુ ઘણી વાતો કરવાની છે પણ આજે ચૂપ રહું છું...મને ક્ષમા કરજો.

મા ! તમારો સ્નેહપાત્ર બાળક—હર.

## પત્ર ૧૮ મો.

**પરમસ્નેહમયી મા !** [ રજનીબાબુનાં પત્નિ. ]

તમારો પત્ર વાંચી અત્યંત આનંદ થયો છે. અને જે આનંદ થયો છે તે આનંદમય કૃષ્ણ શિવાય બીજું કોણ જાણી શકે ?

મા ! કૃષ્ણ તમોને સર્વે સુખ અને સંપૂર્ણ શાન્તિ આપો !

મા ! ધનવાન કાંઇ મોટો કહેવાતો નથી કે ગરીબ કાંઇ નાનો ગણાતો નથી પરંતુ જેનું દીલ મોટું છે તેજ મોટો ગણાય છે.

મા ! પોતાનાં દુઃખ જેવું જો પારકાનું દુઃખ અસરકારક લાગશે તો

તેથી હૃદય નરમ બનશે અને પ્રેમમાં ગળી જશો. જ્યારે હૃદય નરમ અને દયાર્દ્ર બનશે ત્યારે જગતનાં જીવ-જંતુ સુધ્ધાં પણ આપણા બાળક જેવા લાગશે. મા ! ગરીબોને ચાહશો તો જગજનની બનશો અને આનંદમાં દીવસ ગાળશો. ! મા ! જીવો ઉપર પ્રેમ કરવાથી ધીમે ધીમે કૃષ્ણ પ્રેમ પ્રગટ થશે.........મા ! પોતાનાં બચ્ચાંને એકકેરી આપો તો ગરીબનાં બચ્ચાં ને પણ આપો. આ પ્રમાણે મનને મોટું કરવાથી વિશ્વને ચાહી શકશો. જ્યારે વિશ્વપ્રેમ થાય છે ત્યારે કૃષ્ણ સ્મરણનો અપાર આનંદ ભોગવી શકાય છે. મા ! પ્રેમ કરવામાં એક પૈસાનું પણ ખરચ કરવું પડતું નથી પણ ફક્ત મનને એક પ્રકારે મોટું કરવું પડે છે. જો શકિત હોય તો ધન-અન્ન કે વસ્ત્ર દઇને પારકાનાં દુ:ખને દુર કરજો; નહિંતર દરેક સમયે મધૂર વાણીથી દિલાસો આપજો ! દુ:ખીનાં દુ:ખે દુ:ખી થઇ તેનું દુ:ખ ઓછું કરવા પ્રયત્ન કરજો. મા ! કૃષ્ણનામ કદિ ભુલશો નહી-સદૈવ કૃષ્ણનામમાં ડૂબ્યા રહેજો. જો કૃષ્ણનામમાં ડૂબ્યા રહેશો તો સર્વ સુખ આપોઆપ તમારી પાસે દોડી આવશે અને મનની સર્વ ઇચ્છા પૂર્ણ થશે. કોઇ પણ વાતની ન્યુનતા રહેશેજ નહી.

મા ! કૃષ્ણ નામ વિનાનું રાજપદ મળતું હોય તો તેને નર્ક સમાન ગણજો. ઘરેણામાં ફક્ત તુલશીની માળા કંઠમાં પહેરજો તેથી શરીર અને મન પવિત્ર રહેશે.

મારા જેવા ગાંડા બાળક ઉપર સ્નેહની નજર રાખજો.

તમારો સ્નેહી—હરિ.

## પત્ર ૧૯ મો.

**પરમસ્નેહમયી મા !** [ રજની બાબુનાં પત્નિ. ]

તમારો સ્નેહપુર્ણ પત્ર વાંચી અતિ આનંદ થયો છે. મા ! તમારામાં આવો સ્નેહ નહિ હતે તો મારા જેવા દુષ્ટ બાળકની મા કેમ થઇ શકતે ?

મારે સર્વ માતાઓ સમાન છે. મા ! તમો શરીર અને મનથી પૂર્ણાનંદમાં છો એ જાણી મને જે આનંદ થયો છે તે પત્રમાં કેમ લખી શકું ?

મા ! જે કૃષ્ણ નામસ્મરણ કરે છે તે દરેક વખતે આનંદમાંજ રહે છે; તેને દુઃખ કે ભય રહેતાજ નથી. તે હમેશાં નિશ્ચિંત રહે છે—આ જન્મ તથા પર જન્મનું સાર્થક કરે છે. એટલા માટે કહું છું કે; મા ! આવા મધુર કૃષ્ણ નામને કદી ભુલશો નહી. જ્યારે કામમાંથી વખત મળે ત્યારે માળા લઇને કૃષ્ણ નામસ્મરણ કરજે......ભાવવિના કે શ્રધ્ધા વિના પણ કૃષ્ણ નામસ્મરણ કરવાથી ફાયદોજ થાય છે......મન લાગે કે ન લાગે તેનો વિચાર કર્યા વિના કૃષ્ણ નામસ્મરણ કર્યા કરજે......હાલતાં ચાલતા ઉઠતા બેસતા કે કામકાજ કરતાં મનમાં એકાદ પદ ગાયા કરજે; આવી રીતે કરવાથી, આંખોમાં પ્રેમ ઉભરાશે—એ પ્રેમનાં આંસુથી ભકિતની વેલ સીંચાશે–તે ધીમે ધીમે દ્રઢ અને વિશાળ બનશે અને તે વેલ ફળફુલથી લુમઝુમ બની કૃષ્ણનાં પાદપદ્મ સુધી છવરાશે. મા ! ભકિતની વેલડી ‘ આધાર ’ વિના છવરાય શકતી નથી પણ તેને વિશ્વાસ વૃક્ષનો સંગ આધાર જોઇયે છીયે. સંગ આધાર મલ્યા પછી ભકિત વેલ વખત જતાં વધ્યે જાય છે. ભકિત વેલ જ્યારે કૃષ્ણનાં પાદપદ્મ સુધી લચી આવે છે ત્યારે કૃતકૃતાર્થ થવાય છે. ભકિત વેલનો વિકાશ થશે ત્યારે મસ્ત બની જશો અને આ સંસાર તે સંસાર લાગશે નહી. આ સંસારનાં સુખદુઃખ તમને વશ કરી કે મુંઝવી શકશે નહી પણ તમે આંહીનાં રાજા બની સહુનાં ઉપર હુકમ કરી શકશો. માટે મા ! વિશ્વાસ સહીત નામસ્મરણ કર ! આવા અપુર્વ સુખનાં દીવસો હવે બહુ દુર નથી. તેવા સુખદ દીવસો જલ્દી આવશે......તો પણ મા ! કૃષ્ણ નામસ્મરણ ભુલશો નહી. હે મા ! રમકડાંની રમતો તો બહુયે રમ્યા. ઘણાં રમકડાં મલ્યાં અને ઘણાં ભાંગ્યા.. શું બાળકની પેઠે હજુયે રમવું છે રમકડે ? ! રમકડાં હવે મુકી દો અને સ્વામિનું સુખ લેવા તૈયાર થાઓ ! હે મા ! કૃષ્ણ શીવાય બીજો સ્વામી છેજ નહી—હોઇ શકેજ નહિ. કારણ કે કૃષ્ણ એક પુરૂષ છે. બાકી સર્વ

પ્રકૃત્તિ છે. માટે કહું છું કે;—હે મા ! કૃષ્ણ સ્વામિની પાસે જવું એજ શ્રેષ્ટ છે. રમત ઘરનાં રમકડાં લઇ તેની સાથે બાલરમત રમવાની હવે ઇચ્છા કરશો નહી.

મા ! પુત્ર પુત્રીયો રૂપ રમકડાનું કલત્ર ધન તો ઘણી વખત મલ્યુ અને ઘણી વખત તજીને પણ આવતા રહ્યાં છીયે. જેમ ભૂતકાળનાં કુટુંબને આજે ભુલી ગયા છીયે તેમ વર્તમાનનાં કુટુંબને પણ તજીને જવાનું તો છેજ. માટે હવે કુટુંબની ચિંતા કરવી ઉચિત નથી. કુટુંબ જાળની આવી રમતો ઘણીવાર રમ્યા પણ શું હજુ તૃપ્તિ થઇ નથી ?

મા ! કૃષ્ણ નામસ્મરણ વિના અઘોર મોહનો નીશો કોઇ રીતે ઉતરી શકવાનો નથી. માટે કહું છું કે,—હે મા ! મોહમાયાનો અઘોર નીશો ઉતારવો હોય તો કૃષ્ણ નામસ્મરણ કર્યા કરો; તેથી મોહ નીશો ઉતરી જશે. જ્યારે મોહ—નીશાથી રહીત આંખો થશે ત્યારે સઘળું જોઇ જાણી શકશો. ત્યારે પછી તમોને કોઇ ભુલાવી શકશે નહી. મા ! ગળામાં તુલસીના માળા ધારણ કરજે તેથી શરીર નીરોગી રહેશે અને મન પરમ પવિત્ર બનશે.

મા ! તમારા આ ગાંડા બાળકની વાતોથી દુ:ખ લગાડશો નહી તેમ ભુલી પણ જશો નહી. મા ! જો હરકત ન હોય તો તિર્થદર્શન કરો.

તિર્થદર્શનનું ફળ મનની શાન્તિ છે......વૃંદાવન જશો તો અટલની સાથે મળવાનું થશે એ આનંદદાયક છે.

મારા ભાઇ બ્હેનોને મારો સ્નેહ જણાવશો.

તમારો સ્નેહી બાળક—**હર.**

## પત્ર ૨૦ મો

**બાબા !** [ રજની બાબુ. ]

‘ બુડતો બેડો ’ પાર કરનાર કૃષ્ણ વિના બીજો કોઇ નથી. તમને મને અને સહુને તારનાર એક કૃષ્ણજ છે. અહાહા ! આવા દયામય

કૃષ્ણને પળવાર પણ ભુલશો નહી. " દયા મેળવવાની આશાયે ગયો પણ ઠગાયને પાછો આવ્યો. ' એમ તમે લખો છો; પણ તે વાત મને સત્ય લાગતી નથી. તમે શી રીતે ઠગાયા છો ? તે લખ્યું હતે તો ઠીક થતે. યાદ રાખજો કે તમે ઠગાયા નથી પણ તમને ઠગનારજ ઠગાયા છે. સાધુ પાસે જવાથી આપણને જે ફાયદો થાય છે તે તમને બતાવી દીધો છે.

બાબા ! સાધુ રાજ્યની કોઇ પણ ચીજ આ પૃથ્વીનાં ધનરત્નનાં બદલામાં—મળી શકતીજ નથી. તમોને એકવાર અવળે મારગે લઇ જઇ દયામય પ્રભુયે તમારા માટે તે મારગ હમેશને માટે બંધ કરી દીધો છે. હવે વિચાર કરી જુઓ કે, આવો પ્રભુ તમારો શત્રુ છે કે મિત્ર ? જો તમોને કોઇયે ઠગ્યા નહી હતે તો તમો તેજ રસ્તે ચાલ્યા કરતે પણ ' ઠગાયા ' તો હવે કૃષ્ણ સ્મરણ કરી શકશો... ..પોતાનું રૂપ બદલી કૃષ્ણ તમને સાચે રસ્તે લાવ્યા છે તો હવે તેનાં બદલામાં સહુ સાધુનાં તરફ ઉદાર દ્રષ્ટિથી જોવું એ તમારૂં કર્તવ્ય છે......કોઇ સાધુનો તિરસ્કાર કરશો નહિ તેમ સાધુનો વેશ પહેરનારની તરફ તિરસ્કારની નજરથી જોશો નહી. કારણ સાધુ કે અસાધુને ઓળખવાની શકિત આપણામાં છેજ નહી. કદાચ કોઇ સાધુને અસાધુ ગણી અવગણના કરશો તો મહા અપરાધી થશો. જો શ્રધ્ધા ન હોય તો કોઈ સાધુને તમો કંઇ આપશો નહી પણ તેને માટે Cutting Remark હલકા વિચાર કરી નિંદા કરશો નહી. બાબા ! સાધુ તો શું પણ કોઇ જીવ સુધ્ધાંની નિંદા કરીને તેનાં અંતઃકરણને મરણ ભોગે પણ આઘાત કરશો નહી........કોઇનાં શરીર ઉપર ઘા કરવો સારો છે પરંતુ કોઇનાં મન ઉપર આઘાત કરવો અતિ ખરાબ છે !

બાબા ! સૌનું અંતર કોમળ છે તેથી સૌને નાનું સરખું દુઃખ પણ મોટું જણાય છે અને તે દુઃખની ઉંડી પીડાતો અંતરનાં સ્વામી શ્રીહરિજ જાણે છે ! !

બાબા ! સૌનાં અંતઃકરણમાં હરિ વસેલા છે એટલા માટે કહું છું કે; કોઇનાં અંતઃકરણને દુઃખ દેતાં પહેલાં સાવધ રહેજો !

તમારો સ્નેહી—**હર.**

## પત્ર ૨૧ મો.

**પરમસ્નેહમયી મા !** [ રજની બાબુનાં પત્નિ. ]

તમારો સ્નેહપૂર્ણ પત્ર મળ્યો. તેમાં બ્હેનની કુશળતાનાં સમાચાર વાંચી ઘણો ખુશી થયો છું......મા ! દયામય કૃષ્ણની દયાથી બ્હેનને મેળવી શકયો છું નહિં તો કંઇ આશા નહોતી. બ્હેન ઘણી ભાગ્યશાળી કે આવી દુઃખ દશામાંથી પ્રભુનાં દર્શન મેળવી શકી છે તથા પ્રભુની અમૃતમય વાણી સાંભળી શકી છે; આ માટે બ્હેનને અને તેનાં ભાગ્યને ધન્ય ધન્ય છે !......મારી બ્હેન જે બોલે છે તે સત્ય બોલે છે કારણ તેણીયે પ્રભુની દયા મેળવી છે. મા ! ત્રણ પાંદડા તુલસીનાં લેજો; તે ઉપર ત્રણ વખત મધૂર રાધાકૃષ્ણનું નામ હીંગળાથી લખજો પછી તે પાન સાથે તુલસી કયારાની માટી વીંટી તે સોનાનાં માદળીયામાં બંધ કરાવી બ્હેનની ડોકમાં તે પહેરાવજો. આ માદળીયું પહેરવાથી મારી બ્હેન આજીવન સૌભાગ્યવતી રહેશે એમાં સંશયજ નથી.

મા ! લગભગ બાર દીવસથી મારૂં શરીર સુસ્ત રહે છે. લોહી અને બલ રહીત શરીર થઇ ગયું છે; પણ તે માટે કંઇ ચિંતા કરશો નહી, 'શરીરનો આપનાર જેમ રાખશે તેમ રહેશે'. તે માટે હું વ્યર્થ ચિંતા કરતો નથી. મા ! આ શરીર જવા માટે મને કંઇ દુઃખ થતું નથી-પણ જતાં પહેલાં મ્હારી સ્નેહમયી માતાનાં તથા બાબાનાં દર્શન કરી લઉં એ મનની ઇચ્છા છે. ઇચ્છામયીની ઇચ્છા પુર્ણ થાઓ !

તમારો સ્નેહી બાળક—**હર.**

## પત્ર ૨૨ મો.

**બાબા!** [ રજની બાબુ ]

તમારો પત્ર વાંચ્યો પણ આંતરભાવજાણી જરા દુઃખ થયું છે...... બાબા! આ સંસારમાં સહુની એકસરખીજ અવસ્થા છે; રાજાહો કે મહારાજાહો–શ્રીમંતહો કે ગરીબહો પણ સહુ કોઇ 'હાયહાય' કર્યા કરે છે: ફકત જેઓએ કૃષ્ણચરણનો આશ્રય કર્યો છે તેઓજ પ્રચંડ દાવાગ્નિરૂપ આ સંસારમાં પરમમધુર વસંતનો આનંદ અનુભવે છે.

બાબા! આ પરિક્ષાનાં સ્થળમાં કોઇ જીવ નિર્ભય રહી શકતો નથીજ–કોઇ નિત્ય સુખમાં જીવી શકતું નથી એજ માયાની રમત છે! જેમ બીલાડી ઉંદરને પકડયા પછી થોડીવાર છુટો મુકી દે છે ત્યારે ઉંદર પોતાને 'ભય મુક્ત' થયો સમજી મનમાં આનંદ માને છે પરંતુ બીજી ક્ષણે બમણા જોરથી તે ઉંદરને બીલાડી દાંતમાં દબાવે છે ત્યારે વધારે દુઃખથી ઉંદર ચીસો પાડયા કરે છે. આ ઉંદર બીલાડીનાં દ્રષ્ટાંત મુજબ માયા બીલાડી પણ જીવોને દાંતથી પકડીને હમેશાં રમત રમ્યા કરે છે......માયાનાં 'તિક્ષણ દાંતથી અને ભયંકર પંજાથી તેઓજ બચી શકે છે કે જેઓ શ્રીકૃષ્ણનાં ચરણ કમલનો આશ્રય કરે છે......કૃષ્ણ ચરણનાં આશ્રિતજીવ પાસે માયા આવી શકતીજ નથી......પ્રભુનું અભયવચન પામેલ જીવને જો કદાચ માયા દમદાટી આપે છે તો માયા પોતેજ શરમીંદી થઇને દુઃખમાં પડે છે. દાખલા તરીકે, 'તમારા પાળેલા પંખીને તમારી પાળેલી બીલાડી જો મારવાની ઇચ્છા કરે તો જેમ તમે તમારા 'પાળેલા પંખીનું' બીલાડીથી રક્ષણ કરવા દોડી જાઓ છો તેમ કૃષ્ણનાં આશ્રીત મંડળમાં જે જીવો છે તેઓનું માયાથી રક્ષણ કરવા કૃષ્ણ દોડી આવે છે. મતલબ કે જેઓ કૃષ્ણનાં શરણાગત થયાં છે તેઓનાંઉપર

માયાનું જોર ચાલી શકતુંજ નથી; છતાં કદાચ જો માયા જોર કરવા જાય છે તો માયાનાં જોરને કૃષ્ણ અટકાવી દે છે......આ સત્યને અનુભવવું હોય તો બાબા! મનવચન કાયાથી શ્રીકૃષ્ણનાં ચરણકમલનો આશ્રય કરો અને પછી નિત્ય નિર્ભય રહો છો કે નહીં તેની ખાત્રી કરી જુઓ!

બાબા! જેમ કોઇ મુસલમાન પોતાનાં પાળેલા કુકડાને ઘણીજ કાળજીથી નવડાવે છે–ખવડાવે છે–સુવડાવે છે અને રંગરંગથી શરીરને રંગે છે પણ અંતે એક દીવસે તે કુકડાની ગરદનપર જેમ છરી ફેરવી દે છે; તેમ માયા પણ આપણને કુકડાની પેઠે લાડ લડાવે છે અને અંતે મૃત્યુનાં વિક્રાળ મુખમાં ફેંકી દે છે–માટે માયાનાં મોહપાસથી મુક્ત થવું હોય તો, માયામાં મોહીત થશો નહી તથા આ જગતરૂપ માયાનાં પ્રપંચ રાજ્યમાં પ્રાણમનને ડુબાવી દેશો નહી.

બાબા! માયાવી જગતનાં ક્ષણિક મોહમાં હવે પ્રાણમનને જોડી રાખવાને બદલે કૃષ્ણનાંજ ચરણમાં ચિત્તને જોડી રાખશો તો નિ:સંશય દીવસને રાત ચિંતા રહીત જીવન ભોગવી શકશો.!

બાબા! સુખે કે દુ:ખે આ જગતમાં સહુનાં દીવસો વીત્યા ગયા છે અને વીત્યે જાય છેજ તેમાં લવલેશ વધઘટ થતીજ નથી તો પછી તેવા અચલ નિયમ માટે શું કામ ચિંતા કરો છો? જો દુ:ખચિંતાથી છુટવું હોય કે બીજાને છોડાવવા હોય તો કૃષ્ણનાં ચરણની ચિંતા કરો અને કરાવો!

બાબા! તમો લખો છો કે; 'ઠાકુર! તમો ઘણાં નરનારીનાં આશ્રય રૂપ છો' એમ લખો છો તે બરાબર ઠીક નથી પણ ખરી રીતે હું આશ્રય રૂપ નથી પણ સહુનો આશ્રિત છું! બાબા! તમારે લઇને હું છું. તમારે લીધે તો હું આટલો આનંદમાં રહી શકું છું......બાબા! તમોજ

મારા આશ્રય છો-તમારે લઇને તો હું મને ધન્ય માનું છું!......બાબા! મારા જેવી એક નકામી ચીજ આ જગત ઉપર છેજ નહી! બાબા! હું હત ભાગી છું-માટે મારા જેવા બાળકનાં ગુણદોષને ભુલી જઇને સ્નેહની નજરથી જો જો અને માને તેમજ કહેજો......મારૂં શરીર સારૂં છે તે માટે કંઇ ચિંતા કરશો નહી......બાબા! આ શરીરને જેટલા દીવસ કૃષ્ણ આંહી રાખશે તેટલા દીવસ આનંદથીજ રહેશે; તે માટે કશી ચિંતા કરશો નહી...મારી બ્હેનનો પત્ર વાંચી આ પત્ર લખેલો છે એમ તેને કહેજો.

તમારો સ્નેહી બાળક—**હર**

## પત્ર ૨૩ મો.

**મહાપુરૂષ!** [ શ્રીયુકત ભાગવતચંદ્ર મિત્ર ]

પરમ પવિત્ર સમુદ્રસ્નાન કરવાથી શું તૃપ્તિ થઇ નથી કે કાદવથી ભરેલા ખાબોચીયામાં ડુબવાની ઇચ્છા કરે છે! એમ બનવાનો સ્વભાવ છે એમાં કંઇ નવાઇ નથી!

મહાશય! પ્રશંસાની કહાણીને બદલે મારા જીવનની અવગણના કરવા યોગ્ય કહાણી તમો જ્યારે બરાબર જાણશો ત્યારે તમો મારી પ્રશંસા ને બદલે નિંદા કર્યા વિના રહી શકશોજ નહી......હું તમારો ચાકર થવાને માટે પણ લાયક નથી......તમારો પ્રાણ જે પ્રાણાવેગથી હરિને મેળવવા તલ્પી રહ્યો છે, તે વેગ જો કાયમ રહેશે તો એક દિવસ જરૂર તે અધર ચાંદ તમારા હાથમાં પકડાશે. ને પકડાશેજ. પરંતુ યાદ રાખજો કે, તે પકડાવાની અણી ઉપર આવતાં એક નવીન દાવપેચ રમે છે અને બધી બાજી ઉલટી કરી નાંખે છે......તેની આવી ભ્રાંતિમૂલક બાજીની ભ્રમણાને વશ થઇ 'એ પકડયા—એ પકડયા' એમ ઘણાંકો કહે છે

પણ ખરી રીતે એકને બદલે બીજાુંજ પકડી બેસી ભ્રાન્તિમાં ફસાય જાય છે અને અધરચાંદ હાથથી છટકી જાય છે........કૃષ્ણને પકડવા માટે, જે મનુષ્ય સઘળું ભુલી શકે છે-સઘળું તજી શકે છે-આત્મભાન રહીત બની શકે છે તથા શ્રી કૃષ્ણચરણમાં મનપ્રાણ અર્પણ કરીને જે, હે પ્રાણ વલ્લભ ! હે દયામય ! કહીને સજળ નયને સ્વભાવની દિનતા સહીત બોલાવે છે, તેને તે દયામય કૃષ્ણ કદાપિ ભ્રાંતિમાં ભૂલાવતા નથી તેમ ભૂલવવા પ્રયત્ન પણ કરતા નથી.....વિચાર—બુધ્ધિ કે જ્ઞાનકર્મનાં નિષ્ફળ અર્થહીન—કષ્ટદાયક અખતરા કરીને જેઓ કૃષ્ણને મેળાવવા ઇચ્છે છે તેઓ તો નિશ્ચય ભ્રાન્તિમાંજ ભટકયા કરે છે તથા મિથ્યાહવામાં બાચકા ભરી દિવસ રાત તડફડયા કરે છે એમ માનજો !........ પરંતુ જેઓ અંધની પેઠે કૃષ્ણનાં—શરણમાં જાય છે; તેઓને પછી એકે કસોટીમાં ઉતરવું પડતું નથી. કદાચ કસોટીમાં ઉતરવુ પડે છે તો કૃષ્ણ પોતેજ પરિક્ષક હોવાથી શરણાગતને પાસ થવાનો ઉપાય બતાવી દેછે. માટે તમોને સવેળા કહી દઉં છું કે, મહાશય ! સર્વદીશામાં દ્રષ્ટિ શુન્ય થઇને હાથ **ટેકવી નિતાઇનાં ચરણનું શરણ ગ્રહણ કરી લો.** તે પછી ભ્રાન્તિરહીત સુશીતલ ચરણ જલ્દી પ્રામ કરી શકશો. સુશીતલતાનાં સુખાનુભવથી તમારી આંખો ઘેનથી ઘેરાશે કે તેજ ક્ષણે તમોને સ્યામ નટવરનાં હાથમાં સમર્પણ કરવા માટે પરમ દયાલનિતાઇને તમારી પાસેજ ઉભેલા જોઇ શકશો ....જેને શોધી શોધીને તમો થાકયા હતા તે તમોને શોધતા હતા એમ તમો જોઇ શકશો.

બાબા ! તે કદાપિ હાથ આવશે નહી. અંધ બન્યા વિના......... વખતપર આંખો કામ કરે છે શત્રુ અને મિત્રનું. માટે આંખો શત્રુ છે કે મિત્ર તેની પાકી ખાત્રી થાય નહી ત્યાં સુધી આંખની મદદ નહી લેવી એ સલામતી ભરેલું છે........નિતિશાસ્ત્ર કહે છે કે, જયાં સુધી સામા પક્ષનાં કુળશીળથી અજાણ્યા હો ત્યાંસુધી કોઇ જાતનો સંબંધ કરશો નહી. ભાઇ ! જો સદગુરૂની કૃપા થઇ હોય તો અંધ બની તપાસ કરશો તો જરૂર

મળશે......શાસ્ત્રો સ્પષ્ટપણે પોકારીને કહી રહ્યાં છે કે, કોટી કોટી જન્મોનાં તપથી જેને મેળવી શકાતા નથી તેને માત્ર "લાલસ"થીજ મેળવી શકાય છે. દાખલા તરીકે જેમ કોઇ વસ્તુ મેળવવા માટે આપણે તીવ્ર ઇચ્છાથી અંધની પેઠે મહા મહેનત કરીયે છીયે તેમ તીવ્ર ઇચ્છાથી અંધ બની અધરચાંદને મેળવવા મહેનત કરશો તો જરૂર નિતાઇ દયા કરશે.

બાબા ! ગાજે છે આપણાં માથા ઉપર અતિ દયાલુ નિતાઇ–તો હવે શામાટે વધુ ચિંતા કરીયે ? બાબા ! આ જગતમાં કૃષ્ણ શીવાય બીજો કોઇ ગુરૂ છેજ નહી...તેજ આચાર્યરૂપે જીવને મંત્ર આપે છે અને સમયે સમયે જીવને બોધ આપી પેલે પાર લઇ જાય છે. આવાં સાક્ષાત કૃષ્ણ-ગુરૂને પ્રાપ્ત કરવા હોય તો મનવચન કાયાથી આશ્રય કરો નિતાઇ ચરણનો. તેથી તમારા મનની સઘળી ચિંતાઓ મટી જશે......મહાશય ! હું અંધ છું માટે મારી કાંધે બેસી પર્વત ઉલ્લંઘન કરવાની ઇચ્છા રાખશો નહી, પરંતુ જો તમોને રસ્તો મલી જાય તો દયા કરી મને બોલાવી લેજો, એ અત્યારથી તમોને નિવેદન કરી રાખું છું. બાબા ! મારા જેવા પાપીને આશા ભરૂસો સર્વ તમેજ છો. મારામાં જરાયે શકિત નથી એ યાદ રાખજો.

બાબા ! મેં ગાંડાની પેઠે આડી અવળી ઘણી વાતો લખી નાંખી છે તે માટે મને ક્ષમા કરજો......ગુરૂ મેળવવા હોય તો પહેલાં ગુરૂનાં પ્રતિ-પાલીત ગરીબ તથા દુ:ખી માણસો તરફ દયાની નજર રાખશો તો ગુરૂ સામે આવશે. અને તમારા ઉપર દયા કરશે. મનનાં સઘળાં મનોરથો સફળ કરવા ઇચ્છતા હો તો નિચે મુજબનું વર્તન કરો.

( ૧ ) અભિમાન રહીત બનો. ( ૨ ) નિતાઇ ચરણનો આશ્રય કરો. ( ૩ ) ગુરૂનાં પ્રતિપાલીત ગરીબ તથા દુ:ખી માણસો ઉપર દયા

રાખો. ( ૪ ) દિવસરાત કૃષ્ણુનામમાં ડૂબ્યા રહો. ( ૫ ) નિર્જન સ્થાનમાં રહેવાનું પસંદ કરો. ( ૬ ) અને કૃષ્ણની વાતો થતી હોય ત્યાં જાઓ.

ઉપર પ્રમાણે મનવચન કાયાથી વર્તશો તો મનની સર્વ ચિંતા મટી જશે અને કૃત્તાર્થ થશો.

તમારો આશ્રિત—**હર.**

## પત્ર ૨૪ મો.

### [ પાગલ હરનાથ બીજા ભાગનો છેલ્લો પત્ર. ]

એક સામાન્ય નિઃશ્વાસ, જીવનનાં અનેક સુકૃત્યોનો નાશ કરી નાંખે છે; માટે કોઇ નિઃશ્વાસ નાંખે નહી તેમ વર્તજો......જીવનનાં દરેક સમયમાં ' જાઉં જાઉં ' થઇ રહેલ છે, છતાં આ બધી રમત શા માટે ? આવી રમતમાં ઘણાં દીવસો શું નથી ગાળ્યા ? હવે તો જે કંઇ થોડાં દીવસો બાકી રહ્યાં હોય તેટલા દીવસો સહુને આનંદ આપો અને તમો પણ સદા આનંદમાં રહો, એજ કહેવાનું છે. વળી આટલું પણ જરૂર કરજો.........

અતિ મધૂર કૃષ્ણ નામને કંઠભુષણ કરજો.........અંતર બહાર રંગરૂપે એક થજો.........મનથી ને મુખથી એક થજો......મન મુખનો મિત્ર બને અને મુખ મનનો મિત્ર બને એવી રીતે બંનેને સાચા મિત્ર બનાવજો......મનુષ્યોની આંખમાં ધુળ નાંખવા ખાતર હરિ નામનો ઝભો પહેરાય નહી. વાઘ બનીને ઝુંપડીમાં રહેવાય નહી. કોઇ પણ જીવને દુ:ખ દેવાની ઇચ્છા મનપ્રાણુમાં રખાય નહી......" કૃષ્ણુપ્રાપ્તિ "—એજ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે; એ ભુલાય નહી......સાધુ સંગ શીવાય અસત્સંગ કદી પણ કરાય નહી......ગમે તેવા પ્રેમને કારણે પણ—અસત સ્થાને કે સંગે જવાય નહી......

—**પાગલ હરનાથ**—

( 1 )

Jammu, 15-2-08.

To,

NATHABHAI, N.

My Dear Brother,

How can I express the feeling I have experienced in going over the contents of your kind letter of 8th instant? I am much pleased to see that you have at last caught hold of the right and easiest path to eternal bliss, by being a devotee of Sri Krishnaji, who is above all and the Master of everything known and unknown. You have read in Gita

"बहूनां जनमनामन्ते ज्ञानवान मां प्रपद्यते."

A man after being purified by repeated purging comes to understand the superiority of Krishna and tries to love and respect Him above all. You are blessed, you will not perish, as Gita teaches

"कौन्तेय प्रतिजानिहि नमे भक्त: प्रणश्यति."

He who becomes a devotee of Krishna never perishes. Dear, I am one of the most unfortunate, because knowing all these I am one of the hypocrites of the first water. I have learnt to cheat the blind, so some people see something super-human in me. Properly speaking I possess nothing good. I am the storehouse of everything bad. Sorry to say that I do not see a single good in me which people, God knows why, describe about. When I think of myself Shekh Shadi's words become apparent in my mind, "I know what I am. Outsiders see the dress, I know what is within." Dear, my request is that knowing me what I am, please keep a merciful eye on me and pity me much.

Dear, bad things are, as a rule, left in bad places; so put all your burdens on me and proceed free-handed and light. I am happy to say that you are one of the beloved of our Lord Krishna. He loves you much and will continue loving always. Don't forget Him nor His most sweet Name, please; and that alone will keep you cheerful throughout the journey. Be not anxious to know how long you are here. Go on working this way. Great things are still before you and you have to do many things as yet. A good many years are still at your disposal. Be not disheartened. To complete your work here it will take not less than 15 years hence. Remain confident and take advantage of it in repeating the most sweet Name of Krishna Maharaj. Love Him and love His followers with heart and soul. If you wish to obtain Krishnaji's blessings, please don't forget to love His followers. Never judge about their goodness or otherwise. Let this duty remain with Him alone who is their Master. You know it better that Government may punish or pardon the servant, however devilish he may be? But if we take the work of the Government into our own hands, how bitterly do we enrage the Government, and how severely are we punished! Such is the case there too. All the followers of Krishnaji, whether good or bad are the servants of the Lord who is to reward or punish any one of His servants, but we should not go to judge them. We should indiscriminately respect His followers and by so doing we may attain our ends. Like Government our Lord is too far from us and in a sense inaccessible, but the low paid servants are in contact with us and their recommendation or the opposite generally does us much good or evil; so be careful in this point and go on loving His Name and His followers.

Dear, don't think about the departed souls. They are in peace and in better enjoyment when they have got a baishnava son in their family. They are now very happy. For their pleasure try to pay visits to Sacred places when convenient.

Regarding your health don't care anything. Krishnaji's Name is the best medicine. However, do it if you like and that may give you relief. Take one tola of billapatra with one tola of sugar and 2 or 3 grains of black pepper, mix them well with a quantity of water and go on drinking this juice every morning; but you should not forget that Krishnaji's Name is the only medicine. Go on repeating the Name and you will be blessed. Remember me always at your service.

Kindly excuse this over-step and oblige.

Yours affectionately,
**Haranath Banerji.**

## ( 2 )

Jammu 28-2-08.

My dear NATHABHAI,

May our Lord make you worthy of your name! I wish to see every thing good in you. Your long letter to hand, and the contents made me very happy. Please think me one of your worthless wards and dependants. Certainly I am the blindman on the shoulders of another blind. There is danger at every step. However I care very little for myself. I only wish and ardently desire to see all known and unknown creatures in real bliss. May our

Lord bring that day very near! Yes, dear, totally irrespective of what is purity and what is otherwise, go on repeating the most sweet Name of Krishnaji, knowing Him our friend and not our Ishvar. Learn to love Him. Dear, don't think that you are doing anything wrong if uncalled-for and strange thoughts come, while taking His sweet Name. You ought to know that actions are generally judged by the aims which actuate the doer to work and not from the outcome or results. So keep the aim always before you and do anything you like. When a pilgrim actuated by the good purpose to pay a visit to the holy places dies on his way, as a rule; he gets the advantage ot the visit even without seeing the place. Now judge how a man gets the reward even without doing the work; and why? Here you will see that the Distributor of all rewards, Krishnaji, weighs the aim and gives reward. I say this only to make you convinced that intruding thoughts in time of taking the Name cannot diminish the value of Name-taking, if a man sits to do so with good mind and pure thoughts. Try to keep the mind free from all thoughts and disturbing anxieties at the time of beginning; and never mind what comes afterwards. One thing I say, a day is coming when people will find something superhuman in you and take you as an ornament of this world. Don't leave the Name, there is no other royal road like this. Unknown things might be purchased if we can remember the Name alone, without which we shall have to leave the object even when it will come to our hands. I therefore advise every one to remain firm and stick to the Name which alone will give you Salvation, can lead you to the

feet of Krishnaji and can give you everything you can desire or aim at. Dear, be not astonished to hear me ask you to put your burdens on me. It is my livelihood. Like coolies I earn bread by carrying burdens for others. So seeing the work of a cooly you need not consider it a very golden deed. Him who gives his load on my head, I look upon as merciful; and instead of blaming him I generally praise him. So be not scrupulous nor feel any hesitation in laying your burden on my head, and thus going free handed and light. Kindly forgive me for this humble request and please fulfil it. Let men say anything and every thing of me, but I know well what I am. In writing this I remember Shekh Sadi's writing, "I know what I am," and request you not to be misguided by any false notion about me. Take me in any proper light and have pity on me. Please remember me always as one of your dependants....................

With love and affection
Yours Ever,
**Hara.**

## 3

Jammu 6-3-08.

My Dear Maneklal,

I am much pleased to go over the contents of your letter of the 1st instant. Every line of your letter breathes Krishna Prem. Yes, dear, I am much pleased to be acquainted with the worthy son of my worthy Nathabhai, who is so very dear to me. I ardently desire to see all once, Krishnaji alone knows whether my desire will be fulfilled; and if so, when. You ought to know it certain that

our Lord Krishna never withholds any one's desire but fulfils all, however absurd these may be. Dear, don't forget Krishna Maharaj and his most sweet Name, which was taught by Him in the shape of Lord Gauranga. No other royal road to eternal bliss. My ardent desire is therefore, please do not forget the sweet Name of Krishna Maharaj. Repeat it always and you will see your future fully strewn with full blown flowers of choicest colour and pattern. Keep steady and constant faith in Krishna, and fear nothing

Dear, don't think so after your departed wife who is in full enjoyment in Heaven. The worldly connection was cut off, and she neither cares nor wishes for any worldly help. She is in bliss. All these worldly ties are nothing but jokes which slacken easily and disappear soon. The tie that never looses is a tie between myself and Krishnaji. So know it certain and act accordingly. I am much pleased to see you the worthy son of a worthy father. Patiently go on this way and you will be saved and taken to a regaion of everlasting bliss and enjoyment.

Love Krishnaji, and also love all fellow creatures, as they too belong to Krishnaji. Hate sin, but pity the sinners. Shun bad company but don't disallow the bad to join you. Request those whom you love to take the sweet Name of Krishnaji. Sweet things become more sweet when they are distributed among friends and when they are tested in company of the dear and near. Be a Vaishnav in deeds and not in words. Be not over confident. Do not look down upon the fallen and degraded, but pity them and pray unto God (Lord) for their change for better. Never go to debate with any one

on religious subjects until your own faith prove firm-footed. Whenever you get leisure go to a solitary place and say loudly the sweet Name that will make the tears trickle down and ease your heart of all its distressing burdens. Remain faithful to Krishnaji and you have to fear nothing and nobody.

Dear, you ought to know that I am a sinner of the first water and am totally unworthy to be always related to you who shine like the moon and whose doings are flawless. Please inform your worthy father that you have also been acquainted with the worthless vagabond. I am much pleased to hear that you are serving a good master. Be good and then the whole world will see to your good. I am the creature of my own friends and veteran enemies. So be careful and watchful as well..............

With Best Wishes,
I remain,
Your most affectionately,
**Haranath.**

**4**

Srinagar, 13-6-08

My Dear VITHALBHAI,

I am very sorry that I am so very late in replying. Please excuse me. I was little indisposed, so I could not reply promptly; however, dear, be not too anxious for me. I am all right now, though a little weak. That will also disappear soon. Dear child, you need not be anxious for me. I have seen much of the world, now everything seems to me very old and hence no more charm here. Now I wish to play a new game and am preparing for it. I am

anxiously awaiting the order of our Lord, without which I cannot move an inch even. Now my remaining or going is very nearly the same. You are young and you have many things in front. May our Lord give you long life with first class health to enjoy them. My one request,--love all these wordly things and amusements for wordly sake. Be not charmed with them, and don't think them the real aim of your existence. You and all of us have come here to love Krishnaji above all, to adore Him, and to be His favourites. Please don't forget the mission and don't loose yourself in the maze. This world is a place of examination. Be not bewildered, seeing all the so-called charms of this world. They will try to make you blind, so that you may lose sight of your Lord and be a plaything of Maya. Please therefore be a little cautious and you will succeed. If you once learn to love our Lord Krishnaji, Maya will fly from you and she will be a help rather than an obstacle on your way. Maya like cats and tigers love to play tricks with her preys. sometimes she gives us pleasure and sometimes pain. So we should not care for all these wordly pleasures and pains; they are nothing but the whims of Maya. Caring very little for trifles proceed with steady steps and you will succeed in gaining your end and object. Proceed a few steps more and you will get the real help and royal road. A little beyond, Krishnaji is anxiously waiting for you. He is very merciful and He is all love. Dear, even for suzerainty of this whole universe don't forget Krishnaji. Our wordly existence is for a little period and every one of us, whether he be a monarch or a beggar, will have to leave it, willingly or otherwise. This world is not our permanent abode. Sooner or later we must have to leave it.

So we should not love this world and worldly pleasures and pains too madly; that will pain us much at the time of leaving, so it is better to be careful in time. If you wish to love anything with heart and soul, that thing is Krishnaji. Love Him and repeat His most sweet name and you will be pleased. Try to be a worthy son of a worthy father. Dear, when you write to your father and mother, please send my best respects to them and specially to your mother who is so loving towards a worthless chap like myself. My best love to you and to your dear wife. I wish to see her just to your mind. May our Lord make you two a good match. I hope my dear Maneklal might have returned to Bombay. Please send him my best love with the attached letter in reply to his former one. Send my special love to my dear Natvralal. I wish him good success in life. Be spiritually advanced and that will please me much.

Remember me,

Yours most affectionately,

**Haranath,**

# રાસેશ્વરી મહા પ્રકૃત્તિદેવી શ્રી કુસુમ કુમારી દેવીને બંગાલી ભાષામાં લખેલો પત્ર ૧ લો.

**મા રાસેશ્વરી !**

" વિશ્વભૂષણુ ભગવતિ, સર્વ કુળ કંદમણી,"
" વિઠ્ઠલ વર હર જીવન પ્રાણ, કુસુમ માત ભગવતી,"

મા ! સત્ય સત્યઇ તોમાદેર સરલ પ્રાણે આઘાત કરીયા છી, સમ્પ્રતિ પ્રાયશ્ચિત ઉ હઇલ, મા ! તોમરા એઇ જગતેર ભુષણુ તાહા આમિ અનેક દિન હઇતેઇ જાનિ. આજ આર ભાલ કરિઆ જાનિલામ. મા ! તોમરા એઇ ભયાનક કષ્ટપૂર્ણ સંસારકે આનંદમય કરિયા રાખિયા છ. એક પલકેર જન્ય યદી તોમાદેર શકિત અંતહિંત હઇ તાહા હઇલે એ સંસાર કખનઇ થાકિતે પારે ના. પુરૂષેર ઉગ્ર તેજે કીટ પતંગ પર્યન્ત દગ્ધ હઇયા યાય. તોમરા આપન કોમલતાતે એ ભયાનક પુરૂપ શકિતકે સામજસ્ય કરિયા રાખિયા છે એવં તાહા એઇ વિશ્વશાન્તિતે રહીયા છે ! મા ! તુમી:—

"ધારણી વ તારણી, પોષકા અશોષકા,
સત્યવતી અઘોષકા તું કુસુમ માત ભગવતી"
ચિર ચિતરંજની, સર્વ મન મંજની,
મોહ ગર્વ ગંજની તું, કુસુમ માત ભગવતી"

મા ! તોમાદેર ચિંતા અચિંત્ય, કાહાકેઉ ડુબાઇતે છે, કાહાકે ભાસાઇતે છે, આવાર કાહાકે કૃપા કરિયા સેઇ ચિરશાન્તિમય વૃન્દાવનેર પથ દેખાઇયા દિતે છે.

" મા અધો ઉર્ધ્વ પ્રેરકા, ચિર પૂનિત ઉન્નતા,
ચિર ભાવ પ્રભાવવતિ, કુસુમ માત ભગવતી.

મા ! તોમાદિગેંકે ચિનિતે પારિયા છે એમન લોક અતિ વિરલ

" નિત્ય ચિત્ત હારિણિ મા, નિત્ય ચિત્ત નિમજ્જની;"
" અચિંત્ય ચિંત્યકા તુંહી, કુસુમ માત ભગવતી."

હે મા ! તોમાદેર અપરૂપ માયા અતિક્રમ કરિયા તોમાદિગેકે યે ચિનિયા છે, સે સકલ કે ચિનિયા છે. તાહાર આર ભાવના નાઇ. સે નિશ્ચિંત હઇયા છે. તોમાદિગેકે યે ચિનિયા છે સે ભગવાનકે પાઇયા છે. મા ! આમિ કાય મનવાક્યે સદાય પ્રાર્થના કરિતિ છિ યેન તોમાદેર સ્વરૂપ જાનિતે પારિ. તોમાદેર ઉપરેર આવરણ ખુલીયા યેન અંતરેર ભાવ બુઝિતે પારિ. તોમાદેર સહાયે યેન સેઇ નિત્ય ધામેર પથ દેખિતે પાઇ. યેન કખન તોમાદેર બાહિરેર આવરણ દેખિયા ચિર મુગ્ધ હઇયા અંધેર મત ના ઘુરિયા બેડાઇ. તોમરા કૃપા કરિયા તોમાદેર સ્વરૂપ આમાકે દેખાઇયા આમાર ઉપકાર કર. પુરૂષ માત્રઇ તોમાદેર અકૃપાતે ચિરઅંધ હઇયા આત્મહારા હઇયા પડે, મા ! સદા પ્રાર્થના, અમાકે તોમરા કખન યેન ઉ અકૃપા ના કર. સદાઇ યેન તોમાદેર કૃપા ભાજન હઇયા તોમાદેરઇ ભાવે મુગ્ધ થાકી, આમિ બાહિરેર ચાકચિક દેખિયા યેન કખન મુગ્ધ ના હઇ. મા ! એઇ કઠિન પુરૂષ દેહે યેન તોમાદેર સરલતા માખા કોમલ ભાવ કખન ઉ અનુભવ કરિતે પાઇ ? તોમાદેર ભાવ એઇ દેહે એક દિનેર જન્ય ઉ આવીર્ભાવ હય, તાહા હઇલે આગી સમસ્ત પૂર્વ પુરૂષેર સહિત કૃતાર્થ હઇવ ઉ જીવન સાર્થક મને કરિવ, મા ! તોમાદેર કથા કેહ કોન યુગે પૂર્ણરૂપે લિખિતે પારેન નાઇ, આમિત કોન સામાન્ય કીટાનુકીટ ! યાહા આમાર અસાધ્ય તાહા ત્યાગ કરાઇ ભાલ.

મા ! તોમાદિગકે ભુલિતે આમિ કેન. જગતેર કોન ઉ જીવ કિ પારે ? મા ! તુમી "ચીર ચીંતામણી" તોમારાઇ જગતેર ચૈતન્ય રૂપિણિ; તોમરા યાહાકે ભુલે સે અચૈતન્ય હય; એખન દેખદેખી આમિ તોમાદિકે ભુલિયા છિ કિ ના ? મા ! તોમાદિગકે ભુલીલે થાકિવ કિ લઇયા ? મા ગો ! તુમરાઇ મૂલાધાર-મૂળ-શકિત, જગતેર સૃષ્ટિ, સ્થિતિ લય કરિતે છે સેઇ શકિત આવાર માતૃરૂપે સકલ કે પાલન કરિતે છેન. ધન્ય ! તામરા, આર ધન્ય તાહારા યાહારા તોમાદિગકે ચિનિયા છે. મા ! તોમાદેર જન્યઇ સેઇ જગત પ્રાણ કૃષ્ણકે ગૌરાંગ હઇયા આજીવન નયન જલે ભાસિતે હઇયા છિલ. ધન્ય ! તોમરા મા ! આમાર ઠાકુર લિખે છેન:-'આજકાલ એમ સંસાર સંબંધે સ્વામિ સ્ત્રી-રૂપે આબદ્ધ ના હઇલે કોટી કોટી નમસ્કાર લિખિતામ.' ધન્ય તોમરા ! યાહારા કૃષ્ણકે રૂણિ કરિતે પારે. ધન્ય તોમરા ! યાહારા કૃષ્ણકે કાંદાઇતે પારે."

મા ! તોમાદિકકે કે ચિનિતે પારે ? મા ! આમાર શેષ પ્રાર્થના, યેન તોમાદેર કૃપા આમાર ઉપર થાકે !

તોમાર અકારણ કરૂણાર ભિખારી બાળક

**વિનય.**

॥ શ્રી કુસુમ હરનાથ જયતિ ॥

## મહાપ્રકૃતિસ્વરૂપિણી શ્રી કુસુમકુમારી દેવી



પ્રેમમયી ઇચ્છામયી, જ્યોતિર્મયી યોગેશ્વરી;
રાધા સ્વરૂપિણિ સ્વયં, **કુસુમઃ** પરાપ્રકૃતિઃ
પ્રાણમયી પ્રાણેશ્વરી, **હર** સંગીણી **હર** મોહીની;
વંદે દેવી કુસુમપાદપદ્મે, પ્રાપ્યાર્થં પ્રેમભક્તિઃ

# ભકતોથી શું કરાય નહી !

## [ ઝુલણા છંદનો ઢાળ. ]

સુકૃત્યોનો નાશ થાય છે, ફકત એક નિશ્વાસ થકી;
માટે કોઇ નિશ્વાસજ નાંખે, એવું કાર્ય કરાય નહી. ૧
ડગલે પગલે રોજ જીવનમાં, મરણ ઘડીયાળા વાગે છે;
એવું જાણી ખોટી રમતમાં, વિનય જીવન આ ગળાય નહી. ૨
વીત્યું જીવન હોય બાકીનું, તેમાં આનંદ તું દેજે;
ભજનાનંદનાં ભોજનવિનાનું, અન્ય અધિક મનાય નહી. ૩
અતિ મધુર છે હરકુસુમ ને, નામ મધુમય છે તેનું;
કંઠનું ભૂષણ ફકત નામ છે, અન્ય ભુષણ ધરાય નહી. ૪
અંતર બહાર રૂપ રંગથી, એક થવું ને એક બનવું;
હૈયા હોઠથી મનમુખથી, એક થજો હાં મિત્ર થજો. ૫
હર નામનો ઝભ્ભો પહેરીને, પર આંખે ધૂળ નંખાય નહી;
વરી ઝૂંપડે વાઘ બનીને, કોઇને દુઃખ દેવાય નહી. ૬
કોઇ જીવને દુઃખ દેવાની, ઉર પ્રઇચ્છા રખાય નહી;
જીવન હેતુ કૃષ્ણ પ્રાપ્તિનો, જન્મોજન્મ ભૂલાય નહી. ૭
સાધુ સંગ શીવાય કદાપી, વિનય કુસંગ કરાય નહી;
ચાહે તેવા પ્રેમ કારણે, કુસ્થાને સંગે જવાય નહી. ૮
સાધન દુર્લભ કુસુમ વલ્લભ, જીવને મરણે તજાય નહી;
વિઠ્ઠલવર હર કુસુમ ચરણવિણ, વિનય બીજે જીવાય નહી. ૯

# નામ કામના

અથવા

## — હરકુસુમામૃત —

(૧)

**"ત્રણ યોગની સફળતા, નામયોગથી થાય;**
**નામ આસકિત. થયા વિના, સર્વ અફળ વિફળ થઇ જાય."**

" જેમ ફુલમાં સુગંધ રહે છે
તેમ આ ભજનમાં હરનાથ પ્રગટ રહે છે "

**[ નાથ તુમી જાનતહો સબ ઘટકી—એ રાગ. ]**

હરનાથ મારો શ્યામસુંદર પરગટ છે
સહુનાં દુઃખડા હરવાનું એને વ્રત્ત છે હરનાથ.
જગતની આશાથી નિરાશ થઇને. જે ચરણ શરણમાંહી આવે;
મનવાંચ્છિત ફલ આપે છે તેને,
ઘટઘટ રમતો એ નટ છે. હરનાથ ૧.
નાથ આ મારાને હું છું એનો, એમ અંતરથી જે જાણે;
તેની પાસેથી ખસે નહિ ઘડીયે, કોલ કરારનું ખત છે. હરનાથ ૨
નાથનું નામ રટણજ કરતાં, દુઃખદરદ દુર થાયે;
હૃદય હરણ કરી પ્રેમ ઝરણમાં,
ખેંચી જાવાની એને લત છે હરનાથ. ૩.
માનવ ભાવે પ્રભુ પ્રેમને આપેને. આનંદ ઉર પ્રગટાવે;
વિઠ્ઠલ વ્હાલમ હર સ્નેહ સાગર છે,
નામ લેતાં દોડી આવે હરનાથ ૪.

( ૨ )

[ રાગ—ઉપરનો ]

નાથ મારો, અજબ અનુકૂલ દેખાયે,
શ્યામસુંદર ગોપાલ ગણાયે. નાથ-ટેક
મંત્ર કે જંત્રથી નાં એ બંધાયે, નાં જ્ઞાને ધ્યાને બંધાયે;
વણ બોલાવ્યે સામે આવી બોલીને,
નિજ ભાવે એ બંધાઈ જાયે. હરનાથ ૧.
નાનામાં નાનો ને ઝીણામાં ઝીણો, એ શ્યામસુંદર સલુણો;
કોડે નયણુને વયણે નાચંતો,
નટવર નવરંગી મધુરો. હરનાથ ૨.
પાણીથી પાતળો પુષ્પથી કોમલ, વાયુ તેજ થકી પણ ઝીણો;
પલપલ સ્મરતાં સામે રમે એ,
રંગ ભીનો નાથ નગીનો. હરનાથ ૩.
નાથ રસીકનું રટણુજ કરતાં, અંતર રસ ઉભરાયે;
વિઠ્ઠલ વ્હાલમ હર રસીક શીરોમણી,
ભાવ ભક્તિ થકી વશ થાયે. હરનાથ ૪.

( ૩ )

[ રાગ—ઉપરનો ]

હરનાથ મારો, ચિરસુંદર રસરાજ, ગૌરસુંદર નવ નટરાજ. હર૦ટેક
અખંડ સુભાગી નાથ નગીનો, મધુર મોહન રસભીનો;
ચિત્તપટે રમે નયન પથે એ, મદન મોહન લય લીનો હર૦ ૧.
નવરંગી બહુરૂપી વેશે, ખેલે છે ચિર રાસ;
સુત્રધાર આ રંગભુમિનો સહુને નચાવે છે નાચ. હર૦ ૨.

ખેલાડી નટવર નાનડીયો, છેલ છબીલો છેલ,
દોરી સહુની ધરી નીજ હાથે, સહુને ખેલાવે છે ખેલ. હરિ૦ ૩
જલથલમાં રમે અણું અણુંમાં. તેજ આકાશ પવનમાં;
પત્ર પુષ્પને વૃક્ષ વેલીમાં, રમે ફળ મૂળને ઉપવનમાં હરિ૦ ૪.
ઘટ ઘટમાંહી પ્રગટ રમે છે, આ સ્નેહી સામળીયો મારો;
વિઠ્ઠલ વર હરિ ચરણે રમંતો, કુસુમ વલ્લભ ચિર પ્યારો. હરિ૦ ૫

(૪)

[ રાગ—ઉપરનો ]

કહોને નાથ અબલા અમે શું કરીએ,
અમમાં જોર નથી વ્હાલા જરીએ.
હાથે લીધાંને બાથે ભીડયાં,
હવે સાથે રહી સહુ સહીએ;
મુંગા દુઃખડાં વ્હાલાં અમારાં,
કોની પાસે જઇ કહીયે. કહોને૦ ૧.
કંઇ કંઇ બહાના દઈ દઇ પટાવીને,
જગની જીભે તો ચડાવો;
છાનો કોલ છતું જગત શું જાણે,
વ્હાલા હસી હસી શાને રડાવો ? કહોને૦ ૨.
હૈયામાં પહેલાં હોંશ ભરીને,
હરખાવ્યા તનમનમાં;
વ્હાલપ હવે તો વીસારી દઇને,
મુકી ગયા છો વનમાં. કહોને ૩.

મારાં કહી અમને આધીન કીધાં,
વલી ધુંસરી બીજાની દીધી;
ભાવ તમારાનો લાવ લેવાની,
વિનયે ચાવી ચોરી લીધી. કહોનેο ૪.

(૫)

[ રાગ ઉપરનો ]

નાથ મેં તો વગોવ્યા બહુ તમને;
હવે લાજ લાગે છે વ્હાલા અમને. ટેક.
વખાણવા ગઇ ત્યાં વગોવી આવીને.
આળગાળને મેણા ખવાડયા,
ઉલટ રમત વ્હાલા સુલટ કરો હવે;
મેં તો સુતા સીંહુ જગાડયા. નાથ ૧.
જશનામી નાથ મેં અપજશ દીધાં,
જીભે અમૃત ઝેર કીધાં;
પ્રીતની રીત વ્હાલા અમને શીખાડો;
અમે હીંડીયે જગતમાં બીતાં. નાથο ૨.
મારી નિંદા ભલે જગત કરે પણ,
જશ તમારા સહુ ગાયે;
એવું કાંઇ કરો નાથ નગીના,
જેથી અંતર તૃપ્તિ થાયે. નાથο ૩.
અમથી અબોલા વ્હાલા નથી રહેવાતું,
બોલતાં થાયે છે અવળું;
વિઠ્ઠલનાં વ્હાલમ હર મારૂં ન માને,
એ સદાય કરેછે સવળું. નાથο ૪.

(૬)

[ રાગ—ઉપરનો ]

નાથવાત છાની નથી કંઈ તમથી,
વ્હાલા રીસાયા રહો છો શું અમથી ? ટેક.
તમારે અમારે છેપ્રિતું પુરવની,
એ વ્હાલા શું વીસરી ગયા છો ?
અંતરે અંતર ખેંચી લઈને,
હવે નાથ નમેરા થયા છો. નાથ૦ ૧.
ભેગા રહી અમને ભામે ભમાવ્યાને,
પીડાનાં પોટલાં દીધાં;
અબળા અમે ભાર કેમ ઉંચકીયે,
હવે કુવાલા અમને કીધાં, નાથ૦ ૨
બધી રમતમાં સાથે રાખ્યાંને,
રાખ્યાં અંતરથી છેટાં;
અઘટીત કરતાં લાજ ન તમને,
વિનય વ્હાલમનાં એવા વેતા. નાથ૦ ૩.

(૭)

[ રાગ—ઉપરનો ]

કહોને નાથ, કયાં સુધી તપાવશો તાપે,
અમ અબળાને શીદ શેકો શ્રાપે [ ૨ ] ટેક.
તનથી બાળ્યાને મનથી બાળ્યા,
આ જગથી પણ બાળી દીધા;
મોંઘાં નેણુ વેણુનાં મીઠાં અમીતે,
હજુએ ન પાયા કે પીધાં. કહોને૦ ૧.

દોષ અમારા માફજ કરજો, રોષ અંતર નવ ધરજો;
જેમ જેમ આશા તમારી તજું તો,
તેમ તેમ અધીકી સરજો. કહોને૦ ૨.
મોતીમાળા હીરચીર હું આપું, મોઢે માગ્યું વ્હાલા આપું;
અમ અબળામાં શું આશા રાખો છો,
કહો તો કાળજડું કોરી આપું કહોને૦ ૩.
નાથ તમારા બોલને તોલે, આ જગમાં નથી કંઈ દીઠું;
અણમોલ બોલ વ્હાલા નહિ વિસરશો,
તો ઝેર લાગે અમને મીઠું. કહોને૦ ૪.
અબળાને અંતર આશા ભરી છે, તે કંઈ કંઇ માગી લેશે;
એથી ડરી દુર રીસાઈ ફરોછો,
વિઠ્ઠલ વ્હાલમ, એમ સખી કોઇ કહેશે. કહોને૦ ૫.

(૮)

[ રાગ—ઉપરનો ]

વ્હાલાનાથ, અમને કાં હવે વિસારો !
જેવો તેવો પણ તું છે અમારો. ટેક.
પરમ પવિત્ર રસ રૂપ સાહ્યબા, સ્વાર્થ શંસય નીવારો;
ભયભણકારા પવિત્ર રસમાં ઉઠેતે,
જડતા દીયે છે દુઃખ ભારો. વ્હાલા૦ ૧.
અનામી મુર્તિ દિન અંતરની, કહો કયે સ્થાને પધરાવું;
મૂર્તિબોલેને સ્પુર્તિ ડોલે પણ,
ઝંખી ઝંખી બળી ખાખ થાવું વ્હાલા૦ ૨.
વિઠ્ઠલ વ્હાલમ હર જાણોછો સઘળું, હવે ઉલટા શાને વહો છે ?

મેશ ભુંસી વ્હાલા હાંસી કરાવી,
હવે શીદને રીસાઈ રહો છો ? વ્હાલા૦

(૯)

[ રાગ--ઉપરનો ]

હરનાથ વિના બીજો ન અંતર ધારૂં.
લાગે પતિવૃત્ત મને અતિ પ્યારૂં. ટેક.
માયા જાશે કાયા જાશે, જાશે કુટુંબ કબીલો;
વસમી વેળાયે સહુ દુર થાયે,
ત્યારે દોડી આવે છે નાથ નગીનો. હર૦ ૧.
સંસાર સુખે વ્હાલા સાથે રહો છો, એ વાત હું વીસરી જઉં છું.
દુઃખની વેળાયે વ્હાલા વ્હાર કરો છો;
એ વાત હું છાની કહું છું. હર૦ ૨.
ક્ષણીક રંગે વ્હાલા નહિ ભુલવશો, હવે નામ સ્મરણ કરાવો:
વિઠ્ઠલ વ્હાલમ હર સાચો સોનૈયો. સાચી શાનથી કંઠે ધરાવો.

(૧૦)

[ રાગ—ઉપરનો ]

હરનાથ મારા દોષ અંતર નહિ ધરજો,
લાખો ગુન્હા મારા માફ કરજો. (૨) ટેક૦
માત તાત કેરા બોલે બંધાણી છું, તમથી બંધાણી છું કોલે;
વ્હાલા નથી આ જગમાં અમારે, નાથ તમારી તોલે હર૦ ૧.

નાથ! તમો છો મારી મીઠડી વીરડી, તે ખારી નહિ કદી થાયે;
કામધેનું કલ્પતરૂ અમારાં, તજતાં તે કેમ તજાયે. હરિ૦ ૨

અબળાને અંતરનાથ લાલચ છે, નાથને અંતર બીજી,
વિઠ્ઠલ વ્હાલમ હરિ અંતર વસે તો;
સદાય રહીએ અમે રીઝી. હરિ૦ ૩.

## ( ૧૧ )

### [ રાગ—ઉપરનો ]

હરિનાથ, હું તો ભીખારણી છું તારી,
તારે વ્હારે ઉભી આશા ધારી (૨) ટેક.

મોતીમાળા હીના હાર ન માગું, માગું નહિ હીર ચીર;
એહું જુહું સ્યામસુંદરનું દેજો,
દેજો નયણે થોડાંશાં નીર. હરિ૦ ૧

વ્હાલા અમારાં ભુખે ટળવળે છે, તે અમથીનાં દીઠું જાયે; ૪
એવું કાંઈક દીયો નાથ નગીના
જેથી સહુને, અંતર તૃપ્તિ થાયે. હરિ૦ ૨

નેણુમાં નીર નહિ વેણુમાં જોર નહિ, હૈડાંમાં નથી રહી હામ;
હાથ જોડી કરગરી કહું વ્હાલા,
ભીખ દીયો મારી સખીરીનાં સ્યામ. હરિ૦ ૩

તનનાં દરદી વૈદ્ય ધનનાં ગરજી સહુ, મનનાં હરજી તમે મારા;
વિઠ્ઠલ વ્હાલમ હરિ સ્નેહી સલુણા,
ખોટે ટાણેય ના ખોટ ખાનારા. હરિ૦ ૪

## (૧૨)

[ એક સરસવાત સમજાવું રે. સંતોષ પ્યારા—એ રાગ. ]

હરનાથ મારો, શાનમાં સમજાવે રે, ના ઢોલડીયા વગડાવે;
નાથ મારો ખાનપાનમાં ગાનગાવેરે, ના ઢોલડીયા વગડાવે. ટેક.

વ્હાલો મારો ઝીણો ઝીણો થઇને આવે, મુંગા સ્વપ્ના સામે લાવે;
મીઠાં અમીરસ ઘુંટડા પાવે રે, નાં ઢોલડીયા વગડાવે. ૧.

કોમલ રસ બસ ઉર છે એનું, રૂપ પ્રગટ છાનું છે તેનું;
દિનબંધુ દયાસિંધુ કહાવેરે, નાં ઢોલડીયા વગડાવે. ૨.

જે હૃદય અર્પણ એને કરે છે, તેનો ભાર વ્હાલો ધરે છે,
વિઠ્ઠલ વ્હાલમ હર શ્યામ સુંદર કહાવેરે,
નાં ઢોલડીયાં વગડાવે. ૩.

## ( ૧૩ )

[ રાગ—ઉપર મુજબ.]

હરનાથ વૈદ્ય પ્રગટ છે રે, વાતડલી કહું છું સાચી.
ઘટ ઘટમાં રમતો નટ છે રે, વાતડલી કહું છું સાચી. ટેક.

પલપલની પીડા જાણે, વણ બોલાવ્યો આવે ટાણે;
જીવનમંત્ર મુકે છે કાનેરે; વાતડલી કહૂં છું સાચી. ૧.

નાથ નામનું રટણુજ કરવું, બીજું સઘળું વિસરવું;
એક ટેક ઉપર રહો રાચીરે; વાતડલી કહું છું સાચી. ૨.

લખ્યા લેખ એ મીશ્યા કરે છે, ઉલટું સુલટું ઉતરે છે;
દીન ભાવ લીયો જો જાચીરે, વાતડલી કહું છું સાચી. ૩

દુઃખ દરદ નામથી જાયે, નીર્ભયતા અંતર થાયે;
વિઠ્ઠલ વ્હાલમહર સુખ રાશીરે, વાતડલી કહૂં છું સાચી. ૪.

(૧૪)

[ગોકળીયું નાનું ગામડીયું— એ રાગ.]

આ રાંકડી કેરી ઝુંપડીયે, આવોને શ્રી હરનાથ,
આ ગરીબડી કેરી ઝુંપડીયે, આવોને કુસૂમ માત ટેક.

મારગડોનાંદીઠો હોયે, વ્હાલા હૂં બતાવું તો એ;
પુછતાં પુછતાં વ્હાલા આવો, નહિ તો રહિ જાશેવાત ૧.
એકલડી હૂં આંહી રહૂં, તેડવાનુ કોને કહૂં;
સખી સેવક નથીમારે, નથી માત તાત ભ્રાત. ૨.

રૂપગુણ નથી જોયાં, વૈભવને નથી મોહ્યાં;
નામ સાથે પ્રીત કીધી, તજી બેઠી નાત જાત. ૩

બાગ બગીચાની નથીરે રહેવાસી, રાજરાણી તણી હું નથી દાસી,
ડુંગર ટોંચે બેઠી બેઠી, જપું નાથ દિનરાત. ૪

ગરીબી જો જોવા રહેશો. તો વ્હાલા કેદી ખબરૂં લેશો.
મારી ગરીબી ના જો જો, જો જો તમારી મીરાંત. ૫

બોલું બોલું ઘણું થાયે, (પણ) અમથી નાં બોલ્યું જાયે;
વિઠ્ઠલ વ્હાલમ થોડે સમજીઝાઝું, આવી કરોને નીરાંત. ૬

## (૧૫)

[ મને ભુલીને ગયો છે મારો છેલડોરે એ રાગ ]

હું તો ભૂલીયે પડી છું નાથ શોધતાંરે,
મીઠી મોરલીનો સુર સંભળાય. હું તો ટેક.

વૃક્ષ વેલી પત્ર, ફળ પુલ પુંજમાંરે,
કુંજે કુંજે (હાંહાંરે કુંજે (૨) બોલે એ નાં દેખાય. હું તો ૧

રોમે રોમે પીડાઉં સખી થાય છેરે,
તેમાં મારગડો (૨) ભૂલ્યાની વેદના થાય. હું તો ૨

કોને પુછું હું પંથમારા કંથનોરે,
જેને પુછીયે (હાંરે) (૨) તેમોઢું મરડી જાય. હું તો ૩

હાથ જોડી કરગરી સખી વિનવું રે,
વ્હાલાવો (હાંરે) (૨) બતાવો સુંદર સ્યામ. હું તો. ૪

મનને આંખડલી સખી ભરમાવે છે રે,
એવી ભુલની (હાંરે એવી) (૨) બહુશુલભોંકાય. હું તો ૫

નાથ ભેટવા આવી ઘરબાર તજીરે,
નાથ ભેટયાનાં (હાંરે નાથ (૨) ઘરે કેમ જવાય, હું તો. ૬

હવે આમકે તેમ-ડગલુંનાં ભરી શકુંરે,
તનથી બાંધી (હાંરે તનથી) (૨)મનથી ના મારોમાર હું તો૭

આ ભૂલવણીમાં સખી હું મુંઝાઇ રહીરે,
હાથઝાલો(હાંહાંરે હાથ)(૨)સાથે જપશું રાધેસ્યામ. હું તો૮

વિઠ્ઠલ વ્હાલમ હરનાથ આવી મલ્યારે,
ભવો ભવની (હાંહાંરે ભવો) (૨) ભાવટ ભાગી દુર હું તો ૯

[ રાગ—ઉપરને મળતો ]

આવા સ્યામ શું બંધાણી મારે પ્રીતડી, (૨) ટેક.

તમે મોટેરાંનાથ, હું તો અબળારાંક જાત;
પ્રભુ તમે રસરાજ, હું તો રાંકડી. આવા. ૧

માણું મોજ દિવસરાત, ઝીલું રસભાવ તેની સાથ;
સખી,! કહેવાયે નહિ એ રસની વાતડી, આવા. ૨

મારે તો એક સુંદરસ્યામ, મારે શું છે બીજાનું કામ;
સખી ! તજીને બેઠી છું નાત જાતડી. આવા૦ ૩

આવે મલપંતાનાથ, કરે મરમ ભેદીવાત;
સખી ! હરખે ઉભરાવે મારી છાતડી. આવા. ૪

પ્રીતું કરવી છે સ્હેલ, પણનીભાવવી મુશ્કેલ;
સખી ! રસસાગરને સમાવું કેમ મટુકડી?! આવા૦ ૫

મારા જોશો નહિ દોષ, અંતર ધરશો નહિ રોશ;
તો તો વિઠ્ઠલવરહર ચરણે નીભશે આ દાસડી. આવા. ૬

(૧૭)

આવો આવો સુંદરસ્યામ, હું તો જોઇને રહી છું વ્હાલમ વાટડી;
મારૂં છે એકાંત ધામ, છાની છાનીયે કરીશું કાંઇક વાતડી.
આવો. ટેક

વ્હાલા વિરહ થયો છે ઘણાં દિનનો રે લોલ,
ઘણાં દિનનો ભર્યો છે ઉર ભાવ રે;
વ્હાલા, આવો તો દેખાડું ખોલી છાતડી. આવો. ૧

મેં તો ભોજનને વસ્ત્રાભૂષણ ત્યાગ્યાંરે લોલ,
વળી ત્યાગી છે આંખડીથી ઉંઘરે;
વ્હાલા ત્યાગીને બેઠી છું નાતે જાતડી. આવો. ૨

વ્હાલા તમવિના થઇ છું હું ઘેલડી રે લોલ,
આકુળ વ્યાકુળ થયાં છે મારા પ્રાણરે;
વ્હાલા જાયે રડીયે રડીને દિન રાતડી. આવો૦ ૩

વ્હાલા ચોંટીયે રહ્યાં છો મારે ચીતડેરે લોલ,
આલેખાઇ રહ્યાં છો મારે ઉરરે;
જેમ પડે રે પટોલે રંગ ભાતડી. આવો. ૪

મારાં લોહીને માંસ સુકાય ગયાં રે લોલ,
વલી સુકાયાં છે હૈડાનાં હીર રે;
વ્હાલા નીરરે વિનાની સુકી આંખડી. આવો. ૫

હાડચામથી મઢેલી મારી દેહડી રે લોલ,
તેમાં વહે છે તવ સ્મરણનો શ્વાસ રે;
વ્હાલા સુકીરે કાયા આ કાષ્ટ કાતળી. આવો. ૬

નથી વેર્યાં મેં મારગડે પુલડાં રે લોલ,
નથી પૂર્યા મેં મોતીડે ચોકરે;
નથી વધાવવા ભરી મેં ફુલ છાબડી. આવો. ૭

નથી ભર્યાં મેં હેમથાળ મોતીડે રે લોલ,
નથી ચોખા ચંદન ફુલ ગુલાલ રે;
વ્હાલા શાથીયે વધાવું હું તો રાંકડી. આવો. ૮

વ્હાલા થોડે ઝાઝેરૂં ગણી આવજો રે લોલ,
નથી રહ્યાં હવે વાણી માંહી જોર રે;
હું તો અબળા અબળ દિન દાસડી. આવો. ૯
મારી વીરહની વેદના નીવારીયું રે લોલ,
મારાં નિવાર્યાં તે ત્રિવિધીનાં તાપ રે;
વિઠ્ઠલ ઠાકુરે વગાડી પ્રેમ વાંસળી, આવો. ૧૦

(૧૮)

[ આવ્યા છે ગોકુળ તારવા— એ રાગને મળતો ]

મારે મંદીરીયે આવજો, હો વ્હાલા. મારે મંદીરીયે આવજો;
મન માન્યો સંદેશડો કંઇ કહાવજો.
હો વ્હાલા મારે મંદીરીયે આવજો. ટેક !

બહુરે દહાડાથી વ્હાલા વિરહે બળું છું;
દયા દ્રષ્ટિની વૃષ્ટિ વરસાવજો. હો વ્હાલા. ૧
તનડાંને મનડાં મારાં તપી તો રહ્યાં છે,
તપેલાંને વધુ નાં તપાવજો. હો વ્હાલા ૨

તમારે અમારે છે પ્રિતું પૂરવની;
એ પ્રિતુનાં પ્રણને નિભાવજો. હો વ્હાલા. ૩

તમ વિના નથી કોઈ મારે આ સંસારમાં,
નીચલી ધરતીને ઉંચલા આસમાં. હો વ્હાલા. ૪

આશ વિશ્વાસ મારાં, જીવન પ્રાણ તમે મારાં;
મધ દરિયે નાં વ્હાણને ડૂબાવજો. હો વ્હાલા ૫

તમે મારાં આત્મરામ, તમે મારાં સુંદર સ્યામ;
મૃત સંજીવની માત્રા કંઇ લાવજો. હો વ્હાલા ૬

કુસુમવલ્લભ ચીરસુંદર વિઠ્ઠલહર,
વિનયદાસીની વેદના નિવારજો. હો વ્હાલા. ૭

(૧૯)

[ રાગ — ઉપર સુજબ ]

ઘડી બે ઘડી આવો તો, કરૂં વીતક વાતડી;
કેવી રડી રડી વીતે છે દિવસ રાતડી. ઘડી. ટેક

દિવસ માસ વીત્યા, વળી વરસો વિત્યા જાય છે;
વિત્યાં વાયદા, હાં જોઇ જોઇ વાટડી. ઘડી. ૧

મનડું મુંઝાયે ને કંઠ આ સુકાયે;
નિર વરસાવે છે પલ પલ આંખડી. ઘડી. ૨.

પ્રાણની પીડા નહિ પરખે કો વૈદડા,
શ્વાસ લેતાં શુળ ભોંકાયે છે છાતડી. હો વ્હાલા ૩

ચિત્તપટે ચિત્રપટે, નયનપથે તુંહી એક,
વેરણ વગાડે છે વાંસળી. હો વ્હાલા ૪

ભોજનીયા ન ભાવે, નેણે નિંદ્રા ન આવે,
વ્હાલા ચોંટયા છો પટોળે રંગ ભાતડી હો વ્હાલા ૫

તુજ વિના બીજું સુખ કંઇ નથી મારે,
તારા માટે ગાળું છું આ જાતડી. હો વ્હાલા ૬

કુસુમવલ્લભસ્યામ, તમે મારા આત્મરામ,
જેવી તેવી પણ વિનય તવ દાસડી. હો વ્હાલા ૭

(૨૦)

[ હું તો ભુલી પડી છું નાથ શોધતાં—એ રાગ ]

આવો આવો કુસુમનાથ, આવો આવો પ્રાણનાથ;
હું તો આવીને બેઠી છું હવે કાંઠડે. ટેક

ચાહે કુંજમાં રમાડ, ચાહે જમુના ઝીલાવ;
હું તો બંધાણી છું, પ્રેમ તણે દોરડે આવો. ૧

તજયા માત તાત ભ્રાત, તજ્યો સાસરીયાનો સાથ;
તજી નાત ને જાત તુજ કારણે. આવો. ૨

તજ્યા મેડી મંદીર માળ, તજ્યા વસ્ત્રાભૂષણહાર;
હરિ આવી છું, હું તજીને સ્વામીસાથને, આવો. ૩

તજ્યા પુત્રપરિવાર, તજ્યો સોનલા સંસાર;
પણ તજાતાં નથી તે હરિનાં હેતને. આવો. ૪

હરિ આવી ઝાલો હાથ, રસભર રમાડો રાત;
પ્રભુ જોશો નહિ દોષ અમારલા. આવો. ૫

વિનયદાસીનાં પ્રભુ પ્રાણ, દીધાં અભય વરદાન;
હર ભેટયાં જમુનાજીને કાંઠડે. આવો. ૬

(૨૧)

[ ધીરાનાં પદનો રાગ ]

હરિનાં દર્શન વિનારે, વિતે છે વસમી ઘડી,
શ્વાસે શ્વાસે જપું છું રે, હરિ હરિ હરિ હે હરિ. ટેક
સુખડાં તે દુખડાં થયાં, દેહગેહ આગઅંગાર;
સંસાર સારો સુનો લાગે, ફુલહાર થયાં ગીરીભાર;
હરિ તમારાં વિરહેરે, જાયે દીન રડી યે રડી. હરિનાં ૧
સ્વામીસંગનાં સુખડાં, સાંભળે છે દીનરાત,
હરિ મળવાની આશથી, ટકી છે આ રંક જાત;
હરિ હાથ ઝાલોરે, વિનવું છું લળીયે લળી. હરિનાં ૨
વસમી થાયે વેદના, ખુટી ગઈ છે ઉર ધીર,
વિઠ્ઠલવર હરનાથજી, હરો પ્રાણની પીડ.
વનયદાસીને દર્શન દીધાંરે, અધરકર બંસી ધરી. હરિનાં ૩

(૨૨)

[ રાગ—ઉપર મુજબ ]

મારે મંદીરીયે આવ્યારે, મોહનવર મોરલીધરી;
નાથને મેં નિરખ્યારે, નયણાં હડાં ભરીયે ભરી. ટેક
મોર મુગટ પીતામ્બર સોહે, સોહે હાર શણગાર;
ચંદ્રવદન સુધારસ ઝરતું, નાકવેસર વનમાળ.
આંખડલીની શાનેરે, લીધાં ચિત્ત હરિયે હરિ— મારે૦ ૧

રંગભર રમીયા રાતડી, હર્યાં વિરહનાં દુઃખ;
કુસુમવરહર ચરણ કમલમાં, ભાંગી ભવની ભૂખ.
વિનયદાસી સાચેરે, અમરવર વરી તો ખરી. મારે૦ ૨

(૨૩)

[ રાગ—હોળી ]

અમારો આ ચિરસંગી હરનાથ,
જગ બંધુ આ જગનાથ. અમારો. ટેક

પાપ તાપને દુઃખદરદનાં,
બોજા ઉપાડે છે માથે,
ભવસાગરમાં નાવીક બનીને,
સુકાન ધરે છે હાથે.
રહે છે એ સાથે ને સાથે. અમારો આ૦ ૧

કારણ વિના એ કરૂણા કરીને,
શોક સંતાપ હરે છે;
માગ્યા વિના મન વાંચ્છિત આપી,
ભકિત ભંડાર ભરે છે.
અંતરમાં એ વાસ કરે છે. અમારો આ૦ ૨

જન્મ મરણનાં રોગ મટાડી.
યમ ભયને હરી લે છે,
માયામોહને દુર કરીને,

નિત્ય અભય સુખ દે છે.
સદા સંગે સાથે રહે છે. અમારો આ૦ ૩

ઘૃણિત નિંદિતને નીજનો ગણીને
ખાંતેથી ખોળે ધરે છે;
જીવન વિશુદ્ધ કરી. ચેતન આપી.
નિજસમાન કરે છે.
સંગે સાથે ચિર વિચરે છે. અમારો આ૦ ૪

કુસુમ વલ્લભ સાધન દુર્લભ,
કલિકાલે સુલભ થયા છે,
કંગાલનાં ઠાકુર આપ બનીને,
કોટી સંકટ સહ્યાં છે.
વિનયને ઉર રમી તો રહ્યાં છે. અમારો આ૦ ૫

( ૨૪ )

[ હરિને ભજે છે તેને હરિ તો ભજે છે રે. એ રાગ. ]

કોણ જાણે કેવી રીતે, શોધી લીધાં અમને રે. (૨) ટેક.
ઘોર કલિનાં ઘોર તિમિરમાં,
કેમ શોધતાં મળીયાં તમને રે. કોણ જાણે ? ૧

ઘણાં જન્મનાં ભેદ અંતરથી,
ભૂલી ગયાતા તમને રે.
પ્રીત પૂરવની તમે સંભાળી,
પૂર્વ સ્મરણ દીધાં અમને રે. કોણ૦ ૨

વણુ બોલાવ્યે સામે આવી,
પ્રેમ વિરાટ સ્વરૂપ બતાવ્યું રે;
આણું ઉરમાં વિરાટ રૂપને,
રહેવાનું કેમ ફાવ્યું રે. કોણ. ૩

કુસુમ વલ્લભ સાધન દુર્લભ,
પ્રેમ વિરાટ સ્વરૂપ તારૂં રે;
પ્રાણી માત્રનો પ્રાણવલ્લભતું,
વિનયનો વીઠ્ઠલ વારૂ રે; કોણ. ૪

## ( ૨૫ )

[ રાગ——ઉપર મુજબ ]

હરિને ભજે છે તેને હરિ તો ભજે છે રે,
હરિને તજે છે તોયે હરિનાં તજે છે રે. (૨) ટેક.

જો પ્રહ્લાદે પિતાને તજીયો
તો પણ તેને પ્રભુ યે ઉધાર્યો રે;
પ્રહ્લાદની પત રાખી પ્રભુયે,
નિજનો કરી સ્વિકાર્યો રે; હરિ૦ ૧

જો વિભિષણે બાંધવને તજીયો,
તો પણ હરિયે પાવન કીધો રે,
ભકતદાસને રાજ આપીને,
રાવણને સ્વધામ લીધો રે. હરિ૦ ૨

ભરતે માતા તજી પલકમાં, રામ સ્નેહને માટે રે,
બલીરાજાયે ગુરુને તજીયા, હરિપ્રેમને નાતેરે. હરી૦ ૩

વૃજવનિતાયે પતિને તજીયો, સ્યામસુંદર વર કાજે રે;
કદિ નથી ડરતાં હરિને ભજતાં,
સમર્થનાથ શીર ગાજે રે. હરિ૦ ૪

દેહ સંગીનાં ક્ષણિક સંબંધે.
પ્રાણ સંગી ના તજજોરે,
પ્રાણ સંગીનાં નિત્ય સંબંધે,
ત્રિભૂવનનું સુખ તજજો રે. હરિ૦ ૫

હરિનામ દ્વેષી સ્યામ વિમુખી, ભલે ઘૃણિત નિંદિત કો હોયેરે;
પ્રાણબંધુ એ કૃપાસિંધુ છે, અહા! તારે ઉગારે તોયેરે. હરિ૦ ૬

પ્રાણસંગી આ પ્રાણબંધુ છે, કુસુમવલ્લભ હરનાથરે;
ધિઃક્ક વિનય કેમ ભૂલી જાય છે, ચિરસુંદર હરનાથરે. હરિ૦ ૭

(૨૬)

[ રાગ ઉપર મુજબ ]

તે દિ તો નહિ જાણ્યા જરી મેં, હરિ તમે છો આવારે.
સાથે રહ્યાં પણ જાણ્યા નહિ મેં, મદનમોહન હરિ માવારે.
તેદિ તો૦ ટેક

કૃષ્ણ ચરણનું શરણ લીઓને, જન્મમરણ ભય ટાળોરે;
કહ્યું તમે પણ કર્યું અમે નહિ, નડયો રાહુ કાળોરે.
તે દિતો૦ ૧

પાપ તાપને દુઃખ દરદનાં, બોજા મુકો મારે માથેરે;
કહ્યું તમે પણ નહિ અમે સાંભળ્યું, હવે કપાળ કુટું હાથેરે.
તે દિતો૦ ૨

હરિ કરતાં છે હરિનામ મોટું, દીનરાત એ રટવુંરે;
કહ્યું તમે પણ કર્યું અમે નહિ, હવે જીભડલી આ કટવુંરે.
તે દિતો૦ ૩

ગૌરનિતાઈ ઓમ કૃષ્ણ તું, રામ રહીમ તું વીરરે;
જરથુસ્થ બ્રહ્મ બૌદ્ધ તુંહી છે, તુંહી ઇસુ શીવ કબીરરે
તે દિતો૦ ૪

કુસુમ પ્રિયતમ વિકુલવરહર, પ્રગટ હરિ કાલિકાલેરે.
ધિઃક્ક વિનય નહિ જાણ્યા માણ્યા, એ દુઃખ દીલમાં સાલેરે.
તે દિતો૦ ૫

(૨૭)

[રાગ—ઉપર મુજબ.]

હું તે કેમ જાણી શકું તારા મહિમાને રે,
જંતુ કેમ માપી શકે સાગરની સીમાને રે ?! ટેક.

સુકસનકાદિક રૂષિ મુનિ ગાયે, નારદ સારદ ગાયે ગાને રે;
શેષ મહેશ પણ પાર ન પામે, જુઓ વેદ પુરાણે રે. હું તે કેમ૦ ૧

ધ્યાન નિરંતર ધરે યોગીશ્વર, તોયે નાવે ધ્યાને રે;
કોટીક સાધન કરે સાધુજન, તોયે નાવે સંધાને રે. હું તે૦ ૨

અકળકળાતુજ ચિત્ર વિચિત્ર. ઇંદ્ર જાળ પ્રમાણે રે;
દોરી સંચારે સહુને નચાવે, અદભૂત દોર નિશાને રે. હું તે૦ ૩

જન્મ મરણુને સુખ દુઃખની, રમત રમો એ દાણે રે;
તુજ ધાર્યું સહુ થાય છતાંયે, મનગમતું કરી માને રે. હું તે૦ ૪
ડાકટર બંધુનું નિગૂઢ દરદતે, નહિ શરીર શાસ્રી કો જાણે રે;
કરૂણા સિંધુ ! પ્રાણ બંધુની, પીડા દીયો મારે પ્રાણે રે. હું તે૦ ૫
કરે તેનું કરવું દીયે તેને દેવું, એ તો બાળક પણ જાણે રે;
વિનાં કર્યે ને વિના કારણે, તું મનવાંચ્છિત દે છે ટાણેરે. હું તો ૬
છેલ્લી ઘડીનાં છેલ્લા રામઆ, કરે કામ પરાણે રે;
તોયે વિનય નહિ આવ્યો ભરૂસો, છુંદને છાતી પાણેરે. હું તે ૭
નિંદ્ય કંલંકિત ધૃણિત કર્મો, નિજદાસનાં રૂડાં માને રે;
કુસુમ પ્રિયતમ વિઠ્ઠલવરહર, આત્મારામ એંધાણે રે. હું તે૦ ૮

(૨૮)

[ રાગ–ઉપર મુજબ. ]

હું તે શું વખાણું વ્હાલા, વ્હાલપની વાતો રે;
ઉચનિચ જોતાં નથી, નથી જોતાં નાતો જાતો રે. હું તે ટેક
દુર્યોધનનાં મેવા ત્યાગી, વિદુરની ખાધી ભાજીરે;
ગરભ કાઢીને છાલ ખવડાવી, તોયે નાં જોયું જાગીરે. હું તે ૧
ડોસી ડગરી વનની ભીલડી, મેલડી ઘેલડી ઝાઝીરે;
એ સબરીનાં જુઠાં બોર તે, ખાધાં થઇ થઇ રાજી રે. હું તે. ૨
મણીમંદીરનાં ભોજન ત્યાગી, જઇ દોડયા ઝુંપડીયે રે;
કરમાબાઇનો એઠો ખીચડો, ખાધો કુટી ઠીબડીયે રે. હું તે ૩

સાધન હિન દિન દુઃખી દરિદ્રી, સુદામો મેલો ઘેલો રે;
અશ્રુ અંજલીયે ચપટી ચોખા લઇ, કીધા કંચન મહેલો રે. હું તે ૪

ત્રિભુવન લોભન શોભન સુંદર, સહસ્ત્ર આઠ મહામાયા રે;
તેને ત્યાગી ત્રિભુવનમોહન, શું કુબજામાં લોભાયા રે?! હું તે. ૫

નારદ સારદ નિશદિન ગાયે, શેષ મહેશ વળી ગાયે રે;
તે પ્રભુજી પણ પ્રભુતા ભૂલી, ગોપીની ગાળો ખાયે રે. હું તે. ૬
અગમ અગોચર પૂર્ણપરિબ્રહ્મ, અવતરીયા નંદને ફળીયે રે;
રાધા પાછળ બની દીવાના, રઝળ્યા કુંજ કુંજ ગલીયે રે. હું તે. ૭

ગૌરકૃષ્ણનું રૂપ ધરી, અવતરીયાં સચી આંગણીયે રે;
રાધા રાધા કહી રડયાં જીવનભર, નહિ આંસુ સુકાયાં આંખડીયે રે.
હું તે૦ ૮

એ પ્રેમ અશ્રુનું નરતનું ધારી, હર કુસુમ રૂપે અવતરીયા રે;
વિનય જેવા મહાઘૃણિતને, પ્રેમેપાવન કરીયા રે. હું તે૦ ૯

(૬૯)

[ ઝેર ગયાને વેર ગયા—એ રાગ— ]

જેનું જે છે કામ જગતમાં, વિનય તેને તે કરવા દે;
ગજા વિનાનું કરનારાને, આભે બાથો ભરવા દે. ટેક.

આત્મનાદને આત્મવાદની, બલહીણીયાને વાતો કરવા દે;
હીણબળનાં આ દળવાદળને, વા વંટોળે ચડવા દે. જેનું. ૧

**સેવા** શબ્દના મોહક રંગમાં, ચાર દિવસ રંગાવા દે;
દુઃખ ડર ને વિમાસણની, ભ્રમ જાળે ફસાવા દે. જેનું. ૨

કુંજ નિકુંજની વાતો કરતાં. રણસહરામાં ફરવા દે;
તસુ એક નહિ ફાડે એવાને, વારનાં વાર તો ભરવા દે. જેનું. ૩

આકાશ તારા ઉતારવાની, મોટી મોટી વાતો કરવા દે;
પતંગીયા પેઠે પલક ચમકી, તારા પેઠે ખરવા દે. જેનું. ૪

માનસ સરનાં મીઠાં જળની, મિથ્યા ભ્રમણા ભરવા દે;
ઝાંઝવા જળની પાછળ દોડી, અંતે તરસે તડફડવા દે. જેનું. ૫

ટગમગ પગ તો નથીજ ટગતો, છતાં પહાડ ચડે તો ચડવા દે;
ખાબોચીયે તો નથી તરાતું, સાગર તરે તો તરવા દે. જેનું. ૬

તનમનમાં તો બળ નથી, નથી જુવાર ચપટી દળવાને;
વાર્યા પાછા વળે નહિ તે, જાયે હાર્યાં વળવાને. જેનું. ૭

સાચા સુખની સરલ વાતો તે, વિનય કડવી લાગે છે;
હરકુસુમનાં ભજન ટાણે, ભડકી છેટા ભાગે છે. જેનું. ૮

(૩૦)

[ રાગ—ઉપર મુજબ ]

સદા સુખી રહેવા કરવાનો, સાચો શોખ હોય અંતરમાં;
માનવ માત્રને સુખી થવાનો, કહું પ્રયોગ એક પલ ભરમાં. ટેક

અભેદ સમાનને સર્વ દેશી છે, સર્વગ્રાહી છે ગુણકારી;
આબાલ વૃદ્ધને રાય રંકને, એક સરખો છે સુખકારી સદા૦ ૧

સુલેહ શાન્તિ સંતોષ સંપના, મૂળ તત્વો જેમાં છે;
અહિંસા અઘૃણા સત્ય સુખનાં, સુખદ્ સત્વો તેમાં છે. સદા૦ ૨

ધર્મ રાજ ને દેશ સંમત છે, આ બાલ પ્રયોગ અવૈરી છે;
દુઃખ ડરને ફીકર ચિંતાનો, મોટામાં મોટો વૈરી છે. સદા૦ ૩

નિઃસાધન સાધ્ય અપ્રયત્ન સાધ્ય, સુખદ્ શુભદ્ આ પ્રયોગ છે;
માનવમાત્રને સીઘ્ર સુખદાયક, સરલ સહજ આ સુયોગ છે. સદા૦ ૪

જવાબદાર ને જોખમદાર હું, કરાર પત્ર પર સહી કરૂં;
પ્રયોગ સાધતાં સુખ થાય નહિં તો,
દેહાંત દંડ હું સહન કરૂં. સદા૦ ૫

તનમનગતુ આ સિદ્ધ પ્રયોગ છે, પ્રકાશ પવનને નાદ સમો,
આચરતાં સુખ મળે નહિં તો,
ધમણ આગથી મને ધમો. સદા૦ ૬

સુખદ સિદ્ધઆ હરકુસુમની, ચિંતામણી છે કલ્પ તરૂ;
મુરખ મતિ હીન દિનદાસહું, હર આજ્ઞાથી આ રજુ કરૂં. સદા૦ ૭

## (૩૧)

[ રાગ — ઉપર મુજબ ]

લીધેલું કે હશે સુણેલું, વિનય હરીનામ એક ફરી;
વાંચેલું કે હશે લખેલું, વિનય તેને લઉં મારો કરી. ટેક.

ચિંત્વન કરતાં ચિતમાં આવી, ભકત ચિંતામણી રૂપ ધરૂં;
સ્મરણ માત્રે સુખડાં દેવા. બનું હું વાંચ્છા કલ્પતરૂ. લીધેલું૦ ૧

હૈયા હોઠનો ભેદ મટાડી, સંગે સાથે નિત્ય રહું.
ભક્ત વિનોદી રૂપ ધરીને, યોગ ક્ષેમનો ભાર વહું. લીધેલું૦ ૨

યૂગે યૂગે સહસ્ત્ર કોટી. ભક્તકાજ નામ રૂપ ધરૂં,
સિદ્ધ સંકલ્પી ચિંતામણી રૂપ. વિનય કદી નહિ પ્રગટ કરૂં. લીધેલું૦ ૩

અનંત યુગની એકજ આશા, મારા પ્રેમ પ્રેમને પ્રેમજની;
અનન્ય અતરંગ ભક્ત ઉરમાં, સ્વયં રહું ચિર ચિંતામણી. લીધેલું૦ ૪

સાધન દુર્લભ કુસુમ વલ્લભ, લીલાતનું ઘર સુલભ હરિ;
વિઠ્ઠલવર હરનાથ પ્રગટ છે, વિનય ચિંતામણી હૃદયમણી. લીધેલું૦ ૫

## (૩૨)

[ રાગ — ઉપર મુજબ. ]

ત્રિદેવ દુર્લભ ત્રિભુવન વલ્લભ. હરકુસુમ છે એ ભૂલીશમાં;
સુલભતાથી મળ્યા જાણીને, માપ તોલથી તોળીશમાં. ટેક.

દુર્મીલ અસાધ્ય આ હરકુસુમતે, કૃપા સાધ્ય થયાં તો ભૂલીશમાં;
સહજ સાધ્ય થયાં જાણીને, સંશય ઝુલણે ઝુલીશમાં. ત્રિદેવ. ૧

અગમ અગોચર હર કુસુમ આ, લોચન ગોચર થયાં ગણી કુલીશમાં;.
ચિરસુંદર હરકુસુમ મળ્યાં તો, ડગમગ થઈ હવે ડોલીશમાં, ત્રિદેવ ૨

સુતવિતદારા શીસ દીધાં વિનાં, હરકુસુમ તું બોલીશમાં;
હરકુસુમનો કંગાલ બન્યા વિણ, દીલદરિયાને ડોળીશમાં. ત્રિદેવ. ૩

હરકુસુમ નામને વચન વેણમાં, ભેદ ગણી મુખ બોલીશમાં;
હૈયું હોઠ બે અલગ રાખીને, ઝેર હળાહળ ઘોળીશમાં. ત્રિદેવ. ૪

નામ ચિંતામણી નામ કલ્પ વૃક્ષ, જીવને મરણે છોડીશમાં;
ચિરસંગી હરકુસુમ પામીને, બીજે ચીત્તડું જોડીશમાં. ત્રિદેવ. ૫
દેહ સંગીનાં ક્ષણિક મોહમાં, વિનય જીવન આ બોળીશમાં;
વિનય વિઠ્ઠલવર હર ભરૂસો મુકી, મુખે કાજળ ચોળીશમાં. ત્રિદેવ. ૬

## ૩૩

[ રાગ—ઉપર મુજબ. ]

હરને ભજતાં હોય થવાનું. તે બધું વિનય તું થાવા દે;
હર કુસુમનામ હરકુસુમ ભરૂસો, અંતરથી નહિ જાવા દે. ટેક
જાવાનું તો સુખ જગતનું, વિનય ખુશીથી જાવા દે;
થાવાની તો દેહ જુદાઇ, વિનય ખુશીથી થાવા દે. હરને૦ ૧
માયાનું જે હોય દીધેલું, વિનય તેને તે લેવા દે;
હજાર હાથે હરે દીધેલું, વિનય અંતરમાં રહેવા દે. હરને૦ ૨
લીધેલું જે હોય અવરનું, વિનય તેને તે દેવાનું;
દીધેલું જે કંઇ છે હરનું, તે વિનય નથી કોઇ લેવાનું. હરને૦ ૩
હર કુસુમ નામ દેવા જાતાં, જગ વેરી થાય તો થાવા દે;
હર કુસુમ નામ લેવા જાતાં, આ પ્રાણ જાય તો જાવા દે. હરને૦ ૪
સાધન દુર્લભ હર કુસુમ માટે, નહિ થાવાનું થાવા દે;
હર કુસુમ સ્નેહને સ્નેહી ખાતર, નહિ જાવાનું જાવા દે. હરને૦ ૫
કુસુમનાથ હરનાથ ગુણ તે, જીવને મરણે ગાવા દે;
વિઠ્ઠલવર હરનાથ નામનાં, અમૃત સહુને પાવા દે. હરને૦ ૬

(૩૪)

[ભાવે ભજો ભગવાનને—એ રાગ]

હરિ રૂપે ભજ્યાં હરનાથને રે લોલ,
સેવા પુજન કીધાં તે ઘણીવાર;
તોયે ભરૂસો ન આવ્યો રે ભગવાનનો. ટેક.

જેણે હૈયામાં ભાવ ભક્તિ ભરીરે લોલ,
જેણે શીતળ કીધાં તે મન પ્રાણ. તોયે૦ ૧

જેણે કારણ વિના કરૂણા કરીરે લોલ,
માગ્યાં વિના દીધાં તે પ્રેમદાન. તોયે૦ ૨

જેનાં દરશન દેવોને દુર્લભ છેરે લોલ,
દિવ્ય દર્શન કીધાં તે બહુવાર. તોયે૦ ૩

સર્વાતિત છતાં સર્વમય થયાંરે લોલ,
એકોહં બહુસાં થયાં આપરે. તોયે૦ ૪

રોગ શોગ ટાણે સહાય જેણે કરીરે લોલ,
જેણે હર્યાં પાપ તાપને સંતાપરે. તોયે૦ ૫

માગ્યાં વિના મનવાંચ્છિત આપીયાંરે લોલ,
જેણે ધર્યો યોગ ક્ષેમનો ભારરે. તોયે૦ ૬

વિઠ્ઠલ ઠાકુરમાં મમતાઉં નહિ થઇરે લોલ,
વિનય ધિક્કઃ ધિક્કઃ ધિક્કઃ કોટીકવારરે,
જો નાવ્યો ભરૂસો આ ભગવાનનો. ૭

(૩૫)

[રાગ—ઉપર મુજબ]

કલિકાલે જગનાથ હરનાથ છે રે લોલ,
આ છે કલિ પાવન અવતાર રે,
ભાવે ભજો આ ભગવાનને. ટેક.

હર પ્રગટયા સોનામુખી ગામમાં રે લોલ,
માત ભગવતિ તાત જયરામ રે. ભાવે૦ ૧

સહુ ધર્મિણિ કુસુમદેવી રાધીકા રે લોલ,
આ છે પ્રેમી યુગલ એક પ્રાણ રે. ભાવે૦ ૨

શ્રી અનુકુળ કૃષ્ણ ગોપાલ છે રે લોલ,
રાઇ સુષુમાદેવી કન્યા ય રે. ભાવે૦ ૩

ધન્ય કુટુંબ ધન્ય ધરા ધામને રે લોલ,
ધન્ય પ્રેમ પૂનિત હરનામ રે. ભાવે૦ ૪

હર કલ્પતરૂ કંગાલનાં રે લોલ,
મારાં જીવન વલ્લભ દિન દયાળ રે. ભાવે૦ ૫

હર કામધેનુ ને અક્ષય પાત્ર છે રે લોલ,
હર રાંકડાનાં રત્ન ભંડાર રે. ભાવે૦ ૬

દેવી પ્રકૃત્તિનાં હર પ્રેમપાત્ર છે રે લોલ,
હર ઇચ્છામયી કુસુમ નાથ રે. ભાવે૦ ૭

સંત ભકતોને મન ચિંતામણી રે લોલ,
મારાં પારસમણીને કંઠ હાર રે. ભાવે૦ ૮

હર ગૌર નિતાઇ રામકૃષ્ણ છે રે લોલ,
વીર બૌદ્ધ ને શીવ સાક્ષાત રે. ભાવે૦ ૯

ઇશુ મહમદ જરથુસ્થ હર છે રે લોલ,
હર સાધન દુર્લભ શ્રીનાથ રે. ભાવે૦ ૧૦

વિશ્વ પ્રેમી વિઠ્ઠલ ઠાકુર છે રે લોલ,
પ્રેમ સિંધુ એ પ્રેમ દાતાર રે. ભાવે૦ ૧૧

( ૩૬ )

[ રાગ—ઉપર મુજબ ]

મારાં જીવન વલ્લભ હરનાથ છે રે લોલ,
મારાં સાધન દુર્લભ કુસુમ નાથ રે;
સુખ કહ્યાં ન જાય હરસંગનાં રે લોલ. ટેક.

તિરથ અડસઠ વસે છે હરસંગમાં રે લોલ,
વસે કોટી કાશી ને કોટી ગંગ. સુખ૦ ૧

દેવ તેત્રીશ કોટી હરસંગમાં રે લોલ,
હરસંગમાં વસે છે સુરચંદ. સુખ૦ ૨

યોગી મુનિને સુખ જે અલભ્ય છે રે લોલ,
હરસંગમાં તે સુલભ આજ રે. સુખ૦ ૩

સુખ વૈકુંઠમાંહી જે દોહ્યલા રે લોલ,
તે તો સોહ્યલા છે હરનાથ સાથ રે. સુખ૦ ૪

હરસંગ પાસે અમૃત તુચ્છ છે રે લોલ,
સુખ ત્રિલોકનાં જલખાર રે. સુખ૦ ૫

વેદવ્યાસ એ સુખ નાં કથી શકયા રે લોલ,
શેષસારદ ન પામ્યા એનો પાર રે. સુખ૦ ૬

વિઠ્ઠલ ઠાકુરનો સંગ જેણે સેવીયો રે લોલ,
વિનય સફળ ઘડીને સફળ જન્મ રે. સુખ૦ ૭

( ૩૭ )

( રાગ—વૈષ્ણવ જન તો તેને કહીયે. )

જગવલ્લભની મોહન મુર્તિ, વસી ગઇ મારા મનમાં રે;
જલમાં થલમાં પુષ્પ ફૂલમાં, નિરખું વન ઉપવનમાં રે.
જગવલ્લભની. ટેક

જયાં જોઉં ત્યાં નાથને નિરખું, આશપાસ આકાશે રે;
આગળ પાછળ ઉપર નીચે, જયારે જોઉં ત્યારે પાસે રે.
જગવલ્લભની. ૧

આંખ ઉઘાડતાં સામે નિરખું, આંખ મીંચતાં અંતર નિરખું રે;
કંઇ કંઇ બોલી હસીહસાવે, એ નિરખી હૈયે હરખું રે.
જગવલ્લભની. ૨

હસતા રમતાં સામે આવે, કાલું ઘેલું કંઇક બોલે રે:
કુસુમ પ્રિયતમ વિઠ્ઠલ હરને, લીધા મેં વણ મોલે રે.
જગવલ્લભની. ૩

(૩૮)

[ જગ વલ્લભની મોહન મુરતી—એ રાગ ]

મદનમોહનની મનહર મુરતી, ઘટઘટમાંહી ઝળકેરે;
નયણે વયણે હૈડે ઝળકે, નીરખું અમીટ પલકે રે. મદન૦ ટેક
પ્રાણે ધરતાં પીડા કરે છે, નેણે નીરખતા નીર ભરે છે રે;
ચિંતવન કરતાં ચિતડું ચોરીને, પલપલ પીડા કરે છે રે. મદન ૧
જાઓ કહું તો સામે વળગતાં આવે, વણ બોલાવ્યે બોલી હસાવે રે;
ચીત્રની પેઠે ચિત્તડે ચોંટી, દિવસ રાત તલસાવે રે; મદન ૨
જ્યાં બોલાવું ત્યાં બોલે છે, જ્યાં હસાવું ત્યાં હસે છે રે;
જેમ નચાવું તેમ એ નાચે, નામની કુંજે વસે છે રે. મદન૦ ૩
લટનાગણુને રસભર લોચન, કલમ મોરલીયે નચાવે રે;
કુસુમવલ્લભ સાધન દુર્લભ, વિનયદાસીના સ્યામ કહાવેરે. મદન૦૪

(૩૯)

[ ઇતના તો કરના સ્વામી જબ પ્રાણ તનસે નીકલે-એ રાગ. ]

તા. ૧૪-૪-૧૯૧૭—મૃત્યુપળે—પુનર્જીવન.

સોનામુખી કે સ્થલ હો, મુખડેમેં તુલસી દલહો;
પ્યારે હરનાથજી નિકટહો, જબ પ્રાન તનસેં નીકલે. ટેક.

હરકુસુમ ઘટમેં પ્રગટ હો, તુલસીકી માલા કંઠહો;
હરનામકી રણુઝટ હો. જબ૦ ૧

ભારી ભકતોકી ઠઠહો, શાંન્તિ સરોવર તટહો;
હર પ્રેમપે સર્વદત્તહો. જબ૦ ૨

સુંદર વસંતકી રત હો, નામ ચંદ્રકા અમૃત હો;
કરમેં ઉપદેશામૃત હો. જબ૦ ૩

શાન્તિ કુટીકા મઠ હો, હરકુસુમકા શીર હથ હો;
રસીયાસે રસકી રઢ હો. જબ૦ ૪

નાથ ચાખડી નીકટ હો, મીઠી આંખડીમેં સત હો;
પ્રાણ પ્રેમસેં ઉન્મતહો. જબ૦ ૫

યૂગે યૂગે હરકુસુમ હો, જીવને મરણે યૂગલરૂપ હો;
વિનય હરકુમસુસે તદ્રુપ હો. જબ.

(૪૦)

[ ભાવે ભજો ભગવાનને રે લોલ-એ—રાગ ]

કુડો કલિયુગ રૂડો લાગશે રે, લોલ,
રૂડાં લાગશે કપટ ભર્યાં કર્મ રે;
સહુ અસત્ય સત્ય મનાવશે, વળી આચરસે આડંબરી ધર્મ રે.
જગનું ભાવી એ દેવી સાંભળો. ટેક.

પુત્ર પુત્રી તો કહ્યાં નહિ સાંભળે રે લોલ
હિત વચનને નહિ ધરે કાન રે;
સેવા ભકિત સન્માન કરશે નહિ,
ઈતો ફરશે સ્વચ્છંદે સ્થાના સ્થાન રે. જગનું૦ ૧

પતિવૃત્તતો પાળવું ગમશે નહિ રે લોલ,
નહિ ગમે લાજકુળ મરજાદરે;
ગૃહલક્ષ્મિતો થાવું ગમશે નહિ,
એ તો કરશે બહુ વાદને વિવાદ રે. જગનું૦ ૨

એક પત્નિ વૃત્ત માંહી પુળો મુકશેરે લોલ,
કરશે મન માન્યા વિષય વિલાસરે;
પુરૂષ ગૌરવનું ચિન્હ નહિ રાખશે,
કંચન કામનીનાં બનશે અધમ દાસરે. જગનું૦ ૩

માતતાતની સેવા નહિ રૂચશેરે લોલ,
નહિ રૂચે કુટુંબ શેવાનાં કામરે;
નહિ ધવડાવે ધાવણ નીજ બાળને,
નહિ લડાવે એ બાલુડાંને લાડરે. જગનું૦ ૪

હારે હૈયામાં હેત તો રહેશે નહિરે લોલ,
નહિ રહે ઉરે નેક ટેક માનરે;
ચિત્ત ભમતું રહેશે રે કામ ભોગમાં,
જણુવા વિનાનાં ગમશે જોબન સુખરે. જગનું૦ ૫

આછાં આછકડાં વસ્ત્રો પહેરશેરે લોલ,
વાંકા ચુંકાને આડા ઓળશે વાળરે;
વસ્ત્ર ખસડીને હૈયાં ખુલ્લાં રાખશે,
પછી ચાલશે એ ચટકમટક ચાલરે. જગનું૦ ૬

થાશે રાજા પ્રજા તે બહુ રાંકડારે લોલ,
ખુટી જાશે અનધનનાં ભંડારરે;

ખોટી મોટાયે મુછો ઉંચી રાખશે,
ખાવા નહિ રહે ચપટી જુની જારરે. જગનું૦ ૭
ઘરેણામાં અઘાટ હાથે બાંધશેરે લોલ,
વલી સૌભાગ્યમાં કંકણ બિલોરરે;
ધાતુ વિનાનાં ફોફાં ઠામ રાખશે,
આંખે ચડાવશે કાચ કેરી મહોરરે. જગનું૦ ૮
થાશે રાજા પ્રજા તે કુડે કુડલાંરે લોલ,
કુડાં જોગી જતીને સાધુ સંતરે;
ધર્મ નામે એ ધતીંગ ચલાવશે,
એક બીજા સાથે કરશે બહુ તંતરે. જગનું૦ ૯
ભય નગ્નતાનાં ભુડાં બુરા ભાવને,
ધર્મ બ્હાને ચડાવશે ખોટાં રંગરે;
શુદ્ધ ભાવનાનાં ઓથ આડે રાખીને,
સાચા જુઠા જમાવશે બહુ જંગરે. જગનું૦ ૧૦
સાચા ભક્તો રહેશે છાનાં છાનલાંરે લોલ,
પ્રભુ પંથે મળશે કોક વારરે;
મારગ ભૂલી ભટકશે નરનારીયો,
નહિ રહે પાપ પુન્યનો વિચારરે. જગનું૦ ૧૧
પ્રેમી જોડું કલી માંહી આવશેરે લોલ,
લેશે દેવી પ્રકૃત્તિ મોટું માનરે;
ભગવાન તો ભીખારી તેનાં પ્રેમનો,
દેવી પ્રકૃત્તિનું કરશે સન્માનરે. જગનું૦ ૧૨

છાનાં છાનાં એ પ્રેમ લીલા ખેલશેરે લોલ,
જન્મ ધરશે એ ત્રણ ત્રણ વારરે;
કૃપાપાત્રને છાનાં સત્વ આપશે,
પછી પ્રગટ થાશે આ સંસારરે. જગનું૦ ૧૩

નામ મહિમાને જગમાં ફેલાવશેરે લોલ,
દેશે પ્રેમચેતન કેરાં દાનરે;
માત તાત રૂપે માનવને માનશે,
'માતજય'ના ફરકાવશે નિશાનરે. જગનું૦ ૧૪

ધર્મ કર્મનાં ભેદને સુધારશે,
વલી નિવારસે ત્રિવિધિનાં તાપરે;
માનવ જાતિનાં યશને વધારશે,
'કલિપાવન' નું બીરૂદ ધરશે આપ રે. જગનું૦ ૧૫

માનવ માત્રનાં જીવનને દીપાવશે લોલ,
પ્રગટ કરશે પ્રેમપૂનિત નામરે;
હરકુસુમનાં નામરૂપે આવશે,
વિઠલઠાકુર પ્રગટ રામસ્યામ રે. જગનું૦ ૧૬

આ છેલ્લો સંદેશો હર ભકતનો રે લોલ,
જેવો સાંભળ્યો તેવોજ કહ્યો આજરે;
નહિ જવ તલભાર જુઠો જાણજો,
કુસુમવર હરચરણ સેતુ પાજરે. જગનું ૧૭

(૪૧)

[ ભાવે ભજો આ ભગવાનને રે લોલ–એ રાગ ]

હું તો પુરાન કુરાન જાણું નહિ રે લોલ,
હું તો જાણું નહિ વેદાંત કે બ્રહ્મ રે;
રામ કૃષ્ણ ગોવીંદ જાણું નહિ,
નહિ જાણું સદધર્મનાં કર્મ રે,
હું તો જાણું હરકુસુમ પરિબ્રહ્મને. ટેક
હું તો ભાવ ભક્તિ જાણું નહિ રે લોલ,
નહિ જાણું જ્ઞાન ધ્યાન કે યોગ રે;
ભજન સાધન કંઈયે જાણું નહિ,
નહિ જાણું સેવા પુજા રાજ ભોગ રે. હું તો૦ ૧
હું તો અસ્તિ નાસ્તિ જાણું નહિ રે લોલ,
નહિ જાણું જડ ચેતનની વાત રે;
જીવ આત્માનું જ્ઞાન જાણું નહિ,
નહિ જાણું 'તતત્વં અહં' ની વાત રે. હું તો૦ ૨
હું તો શુદ્ધિ બુદ્ધિ જાણું નહિ રે લોલ,
નહિ ચાહું રીદ્ધિ સિદ્ધિનાં ભોગ રે;
મોક્ષ મુક્તિ ગોલોક ચાહું નહિ,
ઈંદ્ર લોકનાં ન ચાહું ઉપભોગ રે. હું તો૦ ૩
હું તો જપ તપ કે વૃત જાણું નહિ રે લોલ,
નહિ જાણું યમ નિયમ તલ ભાર રે;

શ્રદ્ધા વિશ્વાસ કે ટેક જાણું નહિ,
નહિ જાણું પાપ પુન્યને લગાર રે. હું તો ૪
હું તો ઉચ્ચ નિચ વર્ણ જાણું નહિ રે લોલ,
નહિ જાણું જાતિ કુળ ગુણ ભેદ રે;
વિધિ નિષેધનું તત્વ જાણું નહિ,
નહિ જાણું હું બાઇબલ વેદ રે. હું તો૦ ૫
સાધન દુર્લભ હરકુસુમ વલ્લભ માહરાં રે લોલ,
યુગે યુગે ભુલું નહિ યુગલ નામ રે;
વિનય પાગલને જીવન પ્રાણ એજ છે,
એ છે જીવને મરણે સુખ ધામ રે. હું તો૦ ૬

(૪૨)

[ ભમરીયા કુવાને કાંઠડે - એ - રાગ ]

હું તો ગોકુળીયા ગામની ગવાલણી,
મહીબહાને હું વેચું મોરાર રે. હું તો૦ ટેક.
રૂપલા ઇંઢોણી મોતીડે જડી રે લોલ,
માથે સોનલા મટુકડી શ્રીકાર રે. હું તો ૧
મારી ચુંદડલી લીલુડી ભાતની રે લોલ,
ચોલી તસતસતી ગલગોટા ભાત રે. હું તો૦ ૨
મારે હાથે ચુડીલો હાથી દાંતનો રે લોલ,
મારે કંઠે એકાવળો હાર રે. હું તો૦ ૩

ભમર ભાતનો તે ઘેરદાર ઘાઘરો રે લોલ,
તેમાં હીરની બુટીતે બાનકદાર રે. હું તો૦ ૪

કોઈ મહીડાં લીયો મહીડાં લીયો રે લોલ,
કોઈ લીયો ને મીઠડાં નંદલાલ રે. હું તો૦ ૫

મારી નાનીશી મટુકડી આ હેમની રે લોલ,
માંહી પૂર્યા છે મોટેરાં ગોપાલ રે. હું તો૦ ૬

જેણે બાંધ્યા ત્રિલોકને મંત્રથી રે લોલ,
તેને બાંધ્યા છે પ્રેમથી મેં આજ રે. હું તો૦૭

સાધન દુર્લભ બહુ વલ્લભ હર છે રે લોલ,
હર બંધાયો છે આપમેળે હાલ રે. હું તો૦ ૮

વિઠ્ઠલ વ્હાલમ હરનાથ રામ શ્યામ છે રે લોલ,
કુસુમ પ્રિયા રાધાનાં પ્રાણનાથ રે. હુ તો૦ ૯

(૪૩)

[ રાગ – સદર ]

હું તો ગઇતી જમુના જલ ઝીલવારે બેન,
મેં તો નિરખ્યા કામણગારા કૃષ્ણ રે;
જમુના નદીને રે કાંઠડે. ટેક;

હુંરે ગોરીને કાળા કૃષ્ણજીરે લોલ;
મને કીધી કંઈક આંખડીની શાનરે. જમુના૦ ૧

અરડી મરડીને ઘડો હુંચડીરે લોલ,
મારાં કાળજડામાં માર્યાં મોહ બાણરે. જમુના૦ ૨

એ કાળજાનાં ઘાવ તો દેખાયનાંરે બેન,
 કેમ કરી મલમ પાટા બંધાયરે. જમુના૦ ૩

વસમી વેદનાઉં દિનરાત થાય છેરે બેન,
 એ તો મુખથી નાં બોલી શકાયરે. જમુના૦ ૪

એને માથે મુગટ મોર પીંછનોરે બેન,
 એને કાને કુંડલ કંઠે હારરે. જમુના૦ ૫

એને ભાલે તીલક આંજણુ આંખમાંરે બેન,
 એને નાકે નકવેસર લાલરે. જમુના૦ ૬

દાંત દાડમ કલીને હોઠ લાલ છેરે લોલ,
 તે પર મુરલી ધરી છે રસાલરે. જમુના૦ ૭

મુખ ચન્દ્ર સરીખડું શોભતુંરે લોલ,
 એને માથે ઝુલે છે કાળા કેશરે જમુના૦ ૮

એણેપહેર્યાં પીતાંબર આંગલીરે લોલ,
 બાજુબંધ કડાં હાથે વીંટી વેઢરે. જમુના૦ ૯

એને પગે ઝાંઝર વાગે ઘુઘરીરે લોલ,
 ચરણ કમલે ચોંટયું છે મારૂં ચિત્તરે. જમુના૦ ૧૦

એણે ચોરી લીધાં તે મારાં ચીતડાંરે બેન,
 એણે હરી લીધાં હૈડાંને પ્રાણરે. જમુના ૧૧

વિઠ્ઠલ ઠાકુર હરનાથ વૃજરાજ છેરે બેન,
 કુસુમ પ્રિયા રાધાનાં સુંદર શ્યામરે. જમુના૦ ૧૨

(૪૪)

[સહુનું કરો કલ્યાણ—એ—રાગ.)

સાચાનો સંગી થાય, હરિહર સાચાનો સંગી થાય.
હર આપ મેળે બંધાય. હરિહર. ટેક

સાચાની સંગે સાથે રહે છે, ક્ષણ નાં છેટે જાય. હરિહર૦ ૧
જીભે રૂડાં ને કાળજે કુડાં, એ કુડાં કુડે કુટાય. હરિહર૦ ૨
હૈયું હોઠ જો એક કરે તો, પગે ઉઘાડે ધાય. હરિહર ૩
મુખને મન બે એક કર્યાં તો, દ્રૌપદીની કીધી સહાય. હરિહર૦ ૪
મન વચન બે એક થયાં તો, ઉગાર્યો ગજરાય. હરિહર૦ ૫
વિઠ્ઠલવર હર પ્રગટ હરિ તે, પ્રેમ થકી વશ થાય. હરિહર૦ ૬

(૪૫)

(રામબાણ વાગ્યારે હોય તે જાણે. એ-રાગ.)

પીધાંરે હોય તે જાણેરે, પ્રેમરસ પીધાંરે હોય તે જાણે;
ઓલાં વખડાં પીનારાં શું જાણેરે-પ્રેમરસ૦ ટેક,

રાધાયે પીધાં ને સીતાયે પીધાં, વલી પીધાં તે વ્રજ વનિતાયે;
વિદુરની નારીને સબરીયે પીધાં,
એ તો મુંગા મુંગા મોજ માણેરે. પ્રેમરસ૦ ૧

મીરલે પીધાં ને લીરલે પીધાં, કાંઇક પીધાં તે કબીર કમાલે;
પ્રગટ પ્રેમી એ પૂરવ જનમનાં,
એને વીરલા કોક પીછાણેરે. પ્રેમરસ૦ ૨

તુલસીયે પીધાં ને નરસીયે પીધાં, વલી પીધાં તે અંધ સુર
મહા યોગેશ્વર મહાદેવે પીધાં,
ઇતો જઇને બેઠાં છે મસાણેરે. પ્રેમર

ગંગાયે પીધાને જમુનાયે પીધાં, વલી સરજુ સાવિત્રીયે
સંત સતિયોને ભકતોયે પીધાં, ઇતો ગવાયાં વેદ પુરાણે
પ્રેમર

પ્રેમરસમાતા ગાંડા ગણાતા, પણ, સદા રહે છે રસ
વિઠ્ઠલ વરહર પ્રેમી પાગલ તે, પ્રેમ સિંધુને પ્રમાણે
પ્રેમર

( ૪૬ )

[ વૈષ્ણવ જન તો તેને કહીયે. એ–રાગ ]

દુર્લભ છે સંગ દુર્લભ છે, સંગ દુર્લભ છે ભકત જનને
શીવ સનકાદિક રૂષિમુનિ વાંચ્છે, સત્સંગ હરિજનનો રે.

મુલ ખરચતાં મલી શકે છે, હીરાહાર મોતી માળા
હીરચીર બહુમુલાં મળે છે, સત્સંગ જાણો અણમોલાં
દુર્લભ

ધરા ધામ રાજપાટ સુલભ છે, શીવ બ્રહ્મપદ પણ સુલભ
સગા સહોદર સ્વજન સુલભ છે, હરિજનનો સંગ છે દુર્લભ
દુર્લ

વસંત વર્ષા ફરી મળે છે, રૂપ રંગ યોવન મળે છે રે;
કોટીકલ્પે સુભાગ્ય યોગે, ભકત સમાગમ મળે છે રે.
દુર્લભ૦ ૩

મેરૂનો તૃણ સિંધુ બિન્દુ, ત્રિતાપ લવ બને છે રે,
ગોપી જનની ચરણ સેવાથી, ચિર સુંદર વર મળે છે રે.
દુર્લભ૦ ૪

વૈષ્ણવ વ્હાલાં ગોપીજન વ્હાલાં વ્હાલાં હરિજન જીવને મરણે રે,
જાગૃત સ્વપ્ને સત્સંગ વાંચ્છુ, વિઠ્ઠલવર હર ચરણે રે.
દુર્લભ૦ ૫

( ૪૭ )

( આવ્યા છે ગોકુળ તારવા—એ રાગ )

પ્રેમનાં દેવનો ભીખારી
બાપુડાં ! હું પ્રેમનાં દેવનો ભીખારી;
મને પ્રેમ દેવની ઓથ ભારી.
બાપુડા ! હું પ્રેમનાં દેવનો ભીખારી. ટેક.
દેવનો દેવ એક હર પ્રેમ દેવ છે,
કલિકાલે પ્રગટ અવતારી;
સહુ સંસારનાં લોકડીયા જાણે એને,
જાણે છે સહુ નર—નારી. બાપુડાં. ૧
માત ને તાત એ પ્રેમી યુગલ છે,
પુત્ર પુત્રી છે પ્રેમ આધારી;
બંધુ બ્હેનને સગાવહાલા સહુ,

પ્રેમ દેવની લીલાના લીલાધારી. બાપુડાં, ૨

સાધુ જાણે અસાધુ જાણે,
જાણે જોગી જતિને બ્રહ્મચારી;
જ્ઞાની ધ્યાની તપસીયે જાણે,
જાણે રાય રંકને છત્ર ધારી. બાપુડાં. ૩

યુગે યુગે પ્રેમબળથી આવે છે,
નવ નવીન લીલા તનુ ધારી;
રામકૃષ્ણ ગોર નિતાઇ સ્વરૂપે,
દીધાં પ્રેમનાં તત્વ વિસ્તારી. બાપુડાં, ૪

આ માનવ તનુમાં એ પ્રગટરહે છે,
દે છે મન વાંચ્છિત સુખકારી;
પ્રગટ પરચા હર પ્રેમદેવ દે છે,
ભલે રાય હોય કે કો ભીખારી. બાપુડાં. ૫

કલિકાલે હરનાથ પ્રગટ છે,
બિરૂદ ધાર્યું પ્રેમ દાતારી;
વિઠ્ઠલ વલ્લભ હરનાથને રટતાં,
મળે પ્રેમ ચિંતામણી સારી. બાપુડાં. ૬

( ૪૮ )

વિશ્વજીવોનાં અભયદાતા નિતાઇસ્વરૂપ શ્રીઅટલ બિહારીનો સંદેશો.

[ ઓધવજીનો સંદેશો એ-રાગ ]

કહેજો આ સંદેશો સ્નેહી માત્રને,
કલિકાલે જગનાથ પ્રગટ હરનાથ છે,
કહેજો આ સંદેશો પ્રેમી પાત્રને. ટેક.

સાખી- કહેજો કે આ હરકુસુમ તે,
રામ ગૌરકૃષ્ણ નિતાઇ છે;
સીતા અને રાધા વળી,
વિષ્ણુ પ્રિયા સાક્ષાત છે. કહેજો. ૧

,,- કહેજો કે આ હરકુસુમ તે,
યુગલ સ્વરૂપ એક પ્રાણ છે;
કંગાલનાં ઠાકુર આ,
નિર્ધનનાં ધન નિધાન છે. કહેજો. ૨

,,- કલિકાલનાં પાવન પ્રભુ,
આ પ્રગટ હરિ હરનાથ છે;
ચૈતન્ય મૂર્તિ શ્રી યુગલ,
આ હરકુસુમ સાક્ષાત છે. કહેજો. ૩

,,- ભારત ભૂમિ બંગાલમાં,
બાંકડા જીલ્લા માંહ્ય છે;
સોનામુખી શ્રી ગામમાં,
પ્રગટયા છે ગૌર નિતાઇ એ. કહેજો. ૪

,,- શીવ તુલ્ય શ્રી જયરામજી,
જે પરમ પૂનિત તાત છે;
શ્રી ભગવતિ દેવી પાર્વતિ,
યોગ માયા મા વિખ્યાત છે. કહેજો. ૫

,,- શાન્તિકુટી શ્રી સ્થાન તે,
સુખ શાન્તિનો ભંડાર છે;

ગૌરાંગ હરિ હરનાથજી,
આ પૂર્ણ પ્રેમ અવતાર છે. કહેજો ૬

,,– સુંદરી દેવી કુસુમ,
રાધારૂપી ચિર સંગીણિ;
રાસેશ્વરી ઇચ્છામયી,
મહારાણી રાસ વિહારિણી. કહેજો. ૭

,,– અનુકુલ અને શ્રીકૃષ્ણ છે,
ગોપાલ બે જગબંધુ શાં;
રાઇ મેનકુ કાલુનારાયણ,
પૌત્ર પુત્રી છે પ્રેમ ઇંદુશાં. કહેજો. ૮

,,– પૂરણ પરિબ્રહ્મ ગૂઢ મુર્તિ,
જે સ્થાન ઘર બિરાજે છે;
વિશ્વ પાવન મુનિયો,
તે સ્થાન નિત્ય રહે જ છે. કહેજો. ૯

,,– હરિવંશ ઘર ભૂમિ સમાં.
સુભાગી વિશ્વે કોણ છે?
તેનાં સમા આ વિશ્વમાં.
કહો ભાગ્યેશાળી કોણ છે? કહેજો. ૧૦

,,– હરિજનગુરૂ સંતભકતજનનાં,
પ્રેમ પ્રભાકર હર હરિ;
હર કુસુમ ગાર નિતાઇ આ,
રાધાવલ્લભ શ્રી વૃજહરિ. કહેજો. ૧૧

,,– હર કુસુમનાં શ્રીચરણુવિણ,
સુખશાન્તિ કદી મળશે નહિ;
હરચરણુ કેરાં શરણુ વિણુ,
ત્રિતાપ ભય ટળશે નહિ. કહેજો. ૧૨

,,– હર કુસુમ નામ સ્મરણુ વિના,
વિષયોથી ચિત્ત વળશે નહિ;
શંસય અને વળી વાસનાની,
કઠણુ ગાંઠ ગળશે નહી. કહેજો. ૧૩

,,– હર કુસુમ રૂપ દર્શન વિના,
મદ મોહ શોક મટશે નહિ;
હર કુસુમ પાદ શેવન વિના,
કાળ જાળ તો કટશે નહિ. કહેજો. ૧૪

,,– સ્મરણુ કરો હર કુસુમનું,
દરશન કરો હર કુસુમનાં;
વંદન પુજન સ્નેહે કરો,
સેવન કરો શ્રી ચરણુનાં. કહેજો ૧૫

,,– હર કુસુમ છે કલિકાલમાં,
કલિકાલ માનવ શુર તરૂ;
શ્રી વિઠ્ઠલ હરિ હરપાદ પદ્મો,
પ્રણુમું નમું હું શીર ધરૂં. કહેજો. ૧૬

( ૪૯ )

[ હરિ નાં વિસારે તેને હરિ નાં વિસારે રે-એ—રાગ ]

રહો સદા, રહો સદા, હર કુસુમ નામે ચકચૂર રે;
હર કુસુમ નામે ચકચૂર,
પ્યારા ! હર કુસુમ નામે મશગુલરે. રહો૦ ટેક

સુચિ અસુચિ વિચારને વિનય,
દેશો ન અંતર સ્થાન રે;
નયન કમલ સમ જલ કાજલમાં,
રહો સદા ગુલતાન રે. રહો૦ ૧

અસુચિનથી જરી વિનય જગતમાં,
જવ તલકે રજ ભાર રે;
સુરજ કેરા તેજની માંહી,
નથી અંધકાર લગાર રે. રહો૦ ૨

મૃગજળને શશશૃંગનાં જેવી,
હશે અસુચી કયાંય રે;
વિનય નામ સુધાકર તેજે,
સુચિતમ બનશે ત્યાંય રે. રહો૦ ૩

સંધ્યા પતંગને ધનુષ્યનાં જેવી.
હશે અશુચી કયાંય રે;
સુરશશી કરસ્પર્શથી વિનય,
જશે પલમાં પલટાય રે. રહો૦ ૪

અસુચિમયતો ગણે યોગી જન,
વિનય અબળાનું અંગ રે;
વિનય પયનિધિ ગણે સુચિતમ,
બાળ માતનું અંગ રે. રહો૦ ૫

ડૂબ્યા રહેજો વિનય નામમાં,
શયને સ્વપ્ને સદાય રે;
દુર રહે નહિ મીન નીરથી,
તેમ ડૂબી રહો સદાય રે. રહો૦ ૬

મંત્ર તંત્ર સહુ વિનય નામ છે,
નામ ઇશ્વર ખચિત રે;
વિનય મોટું નથી કંઇ જ નામથી,
નામ છે માપ રહિત રે. રહો૦ ૭

વિનય મોટામાં મોટું નામ છે,
મહા મોટું છે નામ રે;
હર કુસુમથકી હર કુસુમ નામ તે,
મહા મોટું છે નામ રે. રહો૦ ૮

સુખદ શુભદ આ વિનય નામનું,
જો નહી રટણ જ થાય રે;
એજ કારણે વિનય જીવનમાં,
ભય મહાભય ઉભરાય રે. રહો૦ ૯

મહામંત્ર બલ વિનય નામથી,
જન્મ મરણ ભય જાય રે;

તનમનનાં મટે રોગ શોગ સહુ,
તેમાં શીજ નવાય રે.?! રહો૦ ૧૦
વિનય ચિંતા જરીકર્યા વિનાતું,
રટનામ નામને નામ રે:
વિનય જગત સહુ થશે તમારૂં,
તમે થશો જગનાં અભિરામ રે. રહો૦ ૧૧
તરબોળ થશો ચિર આનંદની માંહી,
નહિ શોકની છાંય જણાય રે;
વિનય કમલની રજની પેઠે,
ચિર આનંદ શાન્તિ પમાય રે. રહો૦ ૧૨
વિનય ત્રિતાપ ભય રહેશે નહિ,
ભય ભય પામી થશે દુર રે;
ચિર અભય પદ વિનય પામશો,
થશે ચિરનિધિ ભરપુર રે. રહો૦ ૧૩
કામ હેતુ વિનય જીવનનો;
નામ રટવું એક નામ રે;
જીવન સફલ છે વિનય નામથી,
એક નામ રટ એક નામ રે. રહો૦ ૧૪
હરકુસુમ નામ ભૂલી જવાથી,
બનીશ માયાનો દાસ રે;
હરકુસુમ નામ રટવા થકી,
કરે મુક્તિ આંગણે વાસ રે. રહો૦ ૧૫

હરકુસુમ નામ ભૂલી જવાથી,
વિનય સ્વર્ગ નર્ક સમાન રે;
મધુરત્નાકર નામ વિના છે,
વિનય ઝેર નિધાન રે. રહો૦ ૧૬
શીવપદ બ્રહ્મપદ વિનય તુચ્છ છે,
ઉચ્ચપદ તુચ્છ તુષાર રે;
હરકુસુમ મધુર નામ વિનાનું,
અમૃત નિઃસાર ખાર રે. રહો૦ ૧૭
સુખ દુઃખ કેરાં વિનય તરંગમાં,
ભૂલી જવા ભગવાન રે;
અંજલી અંજલી વિષપાન કરવું,
બેઉ એક સમાન રે. રહો૦ ૧૮
પલક જીવન આ વિનય પતંગીયું,
પલમાં ઉડી જનાર રે;
ચિર સુંદર વિઠ્ઠલ હર ચરણે,
વિનય સફળ અવતાર રે. રહો૦ ૧૯

(૫૦)

[ આવો મારે ઘેર માણવા. હોજી રાજ—આવો. એ રાગ. ]

છેલ્લી બાકીનાં રાધેસ્યામ છે, હો વ્હાલા,
છેલ્લી બાકીનાં સીતારામ છે. ટેક.
મંત્ર પણ નામ છે ને, તંત્ર પણ નામ છે;
હરિ નામમાં, હરિનું સદા ધામ છે. હો વ્હાલા૦ ૧

ઇશ પણ નામ છે ને, જગદીશ પણ નામ છે;
હરિ કરતાં, હરિનું મોટું નામ છે. હો વ્હાલા૦ ૨

કઠણ દુઃખદ આ, ઘોર કલિ કાલમાં;
સુખદ શુભદ સાધન, હરિ નામ છે. હો વ્હાલા૦ ૩

જન્મ મરણ ટાળનાર, મહામંત્ર નામ છે;
સર્વ ભય હરનારૂં, હરિનામ છે. હો વ્હાલા૦ ૪

ચીંતા તજી રટો, નામ હરિનામને;
પારસ ચિંતામણી હરિનામ છે. હો વ્હાલા૦ ૫

કુસુમવલ્લભ હર, સાધન દુર્લભ છે;
કલિકાલે પ્રગટ રામ સ્યામ છે. હો વ્હાલા૦ ૬

———o———

(૫૧)

[ — આરતી — ]

જયનાથ જયહરનાથ ! જય કુસુમનાથ હરનાથ;
શેષ સારદ પાર ન પામે, શિરનામે જોડી હાથ. જયનાથ. ટેક
ચાર વેદ શ્રુતિ સ્મૃત્તિ જ્ઞાને,
ગીતા ગાયત્રી ધ્યાને; પ્રભુ ગીતા (૨)
પુરાણ પુરૂષ શાશ્વત છો, ભકિત ભાવતાને. જયનાથ૦ ૧
અનાથ કેરો નાથ તુંહી છે,
દિનબંધુ દિનાનાથ; પ્રભુ દિન બંધુ. (૨)
પતિત પાવન અધમ ઉદ્ધારણ, કૃપાસિંધુ હરનાથ. જયનાથ૦ ૨

અશરણુ શરણુતું, અભરણુ ભરણુતું,
તરણુ તારણુ ત્રાતા; પ્રભુ તરણુ (૨)
સુખકરણુ દુઃખહરણુ તું, મનવાંચ્છિત દાતા. જયનાથ૦ ૩

મંત્ર જંત્રને તંત્ર મંહી તું,
સ્વતંત્ર રહ્યો સ્વામી; પ્રભુ સ્વતંત્ર (૨)
તુંહી બલ બુદ્ધિ રદ્ધિ સિદ્ધિ, બલવીર બહુનામી. જયનાથ૦ ૪

નટવર નાયક રસીકજન સહાયક,
સુખદાયક સ્વામી; પ્રભુ સુખદાયક (૨)
હૃદયનિકુંજે અલીગણુ ગુંજે, મોહન મંત્ર ગામી. જગનાથ૦ ૫

વૃક્ષે પત્રે પુષ્પ લતાયે,
મોહન મંત્ર કંઇ ગાય; પ્રભુ મોહન મંત્ર (૨)
હૃદય હરણુ કરી પ્રેમ ઝરણુમાં, રસતાને લઇ જાય. જયનાથ૦ ૬

સોનામુખી સ્થાને સૌંદર્ય બગાને,
સરવર તીર વસતા; પ્રભુ સરવર (૨)
શાન્તિ કુટીરે શાન્ત સમી રે, મધુર મધુ શ્રવતા. જયનાથ૦ ૭

વીરહવ્યાકુળભાવે વ્હાલમ,
રાધે રાધે લલકારે; પ્રભુ રાધે રાધે (૨)
મીલન ભાવ પ્રભાવ મુરતીથી, હરિબોલ હરિબોલ ઝણુકારે જય૦ ૮

અણુંઅણુંમાં વ્હાલમ વસતા,
હસતાં દરશન દે; પ્રભુ હસતાં (૨)
નિપટ કપટને ચપટ કરીને, નયણાં હૈડાં હરિલે. જયનાથ૦ ૯

નયણે નયણે હૈડે હૈડે,
કોડ કૌતુક કરો નાથ; પ્રભુ કોડ (૨)
પામર પાર કેમ પામે, વીઠ્ઠલ મેતા હર પ્રાણ. જયનાથ૦ ૧૦
પ્રેરક વિઠ્ઠલ ભક્તરાજ છે,
સંચારક હરનાથ; પ્રભુ સંચારક (૨)
મતિ મંદ દિન કિંકર, કર અબુજને તારો દાસ. જયનાથ૦ ૧૧

(૫૨)

[ હરિગીત — રાગ. ]

શ્રી કુસુમનાથ દયાલુ ભજમન, આત્મહીત સુખકારણં;
પ્રેમ પૂનિત નામ સુધા કરં, કલીપાવનં બ્રીદ ધારણં. ટેક.
પ્રેમ પદ્મ લોચન પદ્મમુખ, કરપદ્મ પદ્મ પદારૂણં;
હરણ ભવ ભય--કરણ ભકત જય, ઉદાર ઉર સુકારૂણં. શ્રી૦ ૧
કંદર્પ દર્પ નિવારણં, રૂપ અનુપ ચંદ્ર સુનિર્મલં;
પટશ્વેત શ્વેતપરિધાન ચારૂ, કંદર્પસુતાવર સ્યામલં. શ્રી. ૨
નૈવકિરીટ કુંડલ, નૈવતીલક ભાલ, કંઠમાલહીનં છબી શોભનં;
આજાનુભુજ પ્રેમ અભયકર, કલિમોહજીત મનમોહનં. શ્રી. ૩
ભજ પ્રાણબંધુ પ્રાણેશ, માનવકુલ ઉર વિભૂષણં;
જયનંદ આનંદકંદ ભગવતિચંદ, અઘ ઓઘ શોષણં. શ્રી૦ ૪
ઇતિવદતિ વિઠ્ઠલદાસ, કુરૂનિવાસ હૃદય નિકુંજનં;
શ્રીકુસુમ પ્રિયતમ નાથ, કુરૂકામાદિ અરિદળ ગંજનં. શ્રી. ૫

(૫૩)

[ આનંદ મંગલ કરૂં આરતિ—એ. રાગ. ]

રાધેકૃષ્ણ જે પ્રાણયુગલ, તે કુસુમનાથ હરનાથા રે;
સરસ સચેતન મનસીજ મુરતી, સુરૂભ પ્રેમ પ્રણેતારે. રાધે૦ ટેક
લીલાધર ધરી નર કલેવર, મદનમોહન મદમાતા રે;
લાખકરોડ બ્રહ્માનંદ સીંધુ, હરનામે બિંદુ જણાતા રે. રાધે૦ ૧
તત્વમસિ કોટી સુધાશશી, રસોવૈસા રસ વિધાતા રે;
ત્વંસ્વયં રસદાયક નાયક, નામૈવ પ્રેમ પ્રદાતા રે. રાધે૦ ૨
મુરલી મોરમુગટ નહિ સાધન, થલ દલ કંગાલ સંયુતારે;
તીલક માલ ન હાર ન ભૂષણ, છે ચિરસુંદર હરનાથા રે. રાધે૦ ૩
રાસલીલાની તત્વ મુર્તિ, કુસુમવરહરનાથા રે;
મદનસખીનાં પ્રાણ સખાએ, દિનવિનયનાં પિતામાતા રે. રાધે૦ ૪

(૫૪)

[ રાધા સ્વરૂપિણી કુસુમદેવીની સ્તુતિ. ]

એકતુંહી એકતુંહી, જયતિ જય જય મા શ્રીભગવતિ. (૨) ટેક
સ્યામ સંગે મા સ્યામાતુંહી, વૃજરાજ સંગે મા વૃજેશ્વરી;
સુંદર સંગે મા સુંદરી તું, રસરાજ સંગે મા રસેશ્વરી. એકતુંહી ૧
મોહનસંગે મા મોહની તું, મદન સંગે મા મદનેશ્વરી;
રાસના વિલાસમાં, નવ નવ રૂપે મા રાસેશ્વરી. એક તુંહી૦ ૨
બ્રહ્મા સંગે મા બ્રહ્માણી તુંહી, શીવસંગે મા પાર્વતિ;
વિષ્ણુસંગે મા લક્ષ્મિ તું, નંદસંગે મા યશોમતિ. એક તુહી. ૩

આદ્યતુંહી મા ઇશ્વરી. ભુવનમાં મા ભૂવનેશ્વરી;
અંબા જગદંબા તુંહી, કમલામયી મા કમલેશ્વરી. એક તુહી. ૪
આનંદમાં મા આનંદમયીતું, પ્રેમમાં મા પ્રેમેશ્વરી;
ભાવમાં મા ભક્તિમયી તું, દાનમાં મા દાનેશ્વરી. એક તુંહી૦ ૫
કરૂણામયી મા કરૂણેશ્વરી તું, દિનતામયી મા દીનેશ્વરી;
અભયદાતા ઈશ્વરી તું, વિશ્વમાં મા વિશ્વેશ્વરી. એક તુંહી. ૬
યોગમાં મા યોગેશ્વરી તું, અટલપદી મા જ્યોતેશ્વરી;
પૂર્ણા એક પૂર્ણેશ્વરી તું મા, ઇચ્છામયી મા સર્વેશ્વરી. એકતુહી. ૭
હ્રદયમાં મા હ્રદયેશ્વરી તું, પ્રાણમાં મા પ્રાણેશ્વરી;
વિઠ્ઠલવર હર વરેશ્વરી તું, પ્રગટ કુસુમ મા ઇશ્વરી. એક તુહી ૮

(૫૫)

[ લલિત છંદને મળતો—રાગ. ]

જયહર કુસુમપતિ, તુંહી લક્ષ્મિપતિ,
તુંહી સીતાપતિ–તુંહી રાધાપતી. ટેક
જગત વંદનં ભગવતી નંદનં,
કલીમલ નીકંદનં–જય આનંદ કંદનં. જય૦૧
જીવન વલ્લભં સાધન દુર્લભં,
કલીકાલ સુલભં, હર કુસુમ વલ્લભં. જય૦૨
અગમ અગોચરં લોચન ગોચરં,
ભવ દુઃખમોચનં–હરકમલ લોચનં. જય૦૩
સંત સહાયકં–યોગ ક્ષેમવાહકં,
મન વાંચ્છિતદાયકં–હરકુસુમ નાયકં. જય૦૪

અધમ ઉદ્ધારણું-હરીપ્રેમ દાયનં,
કલીકાલ પાવનં-શ્રીબીરૂદ ધારણું. જ્ય૦૫
હરપ્રેમી યુગલં, હરઅટલનીશ્ચલં,
ગૌરાંગ સ્વરૂપકં-હરઅભીન્ન રૂપકં. જ્ય૦૬
હરસુખદ્ સુભદં-હરપૂર્ણ કામદં,
સુરકત કમલં, શ્રીપાદ યુગલં, જ્ય૦૭
હરકુસુમ આશ્રયં-હરકુસુમ શરણુમમ,
હરકુસુમ શેવનં-હરકુસુમ વંદનં. જ્ય૦૮

(૫૬)

[ ગરબો ]

પુરાણુ પ્રસીદ્ધ શ્રીહરી છો તમે રે લોલ,
વેદ વર્ણીત તમે છો ઓંમકાર;
ગીતા ગાયક અર્જુન સખા છો તમે,
ગોપી વલ્લભ તમે છો વૃજરાજ રે;-
મુને તે દીનનો વીશ્વાસ છે.
કૌરવ મારી પાંડવને રાજ દીધલાં રે,
દીધાં ધ્રુવને અવીચળ સ્થાન;
દીધાં વીભીસણુને રાજ રાવણુ હણી,
એવાં મારા ભકત વત્સલ ભગવાન રે. મુને૦ ૧
તમે ગજને તે ગ્રાહથી ઉગારીયો રે લોલ;
વળી ઉગાર્યાં તે મંઝારીનાં બાળરે;
તેલ કડામાંથી સુધન્વા ઉગારીયો,
સ્થંભ ફાડીને ઉગાર્યો પ્રહલાદ રે. મુને. ૨

સતી દ્રૌપદીને ચીર પુર્યાં હાથથી રે લોલ,
દીધાં નરસીંહને હાથો હાથ હાર રે;
પીધાં મીરાંનાં ઝેર પ્યાલાં હાથથી,
દુધ પીધાં નામ દેવનાં ધરી પ્યાર રે. મુને. ૩
તમે હરણીનાં બાળને ઉગારીયાં રે લોલ,
વળી ઉગાર્યાં તે ટીટોડીનાં બાળરે;
કાચબા કાચબીને આંધણુથી ઉગારીયા,
વળી ઉગાર્યો શગાળશાનો બાળરે. મુને૦૪
ઘણાં ભકતોનાં મોટાં કામ છે કર્યાં રે લોલ,
મારૂં નહિ કરો શું નાનું શુનું કામરે;
વિઠ્ઠલઠાકુર સમર્થ નાથ માહરાં,
કુસુમપ્રિયા રાધાનાં સુંદરસ્યામરે. મુને૦૫

(૫૭)

[ સહુનું કરો કલ્યાણ—એ. રાગ. ]

સહુને સુખીયા કરો, હરિહર, સહુને સુખીયા કરો. ટેક.
જગતજીવનાં જીવનપ્રાણમાં, સુખઆનંદ ભરો. હરિહર૦૧
સંપૂર્ણ સુખીયા આપછો જેવાં, તેવાં સહુને કરો. હરિહર૦૨
સુખી રહે સહુ પ્રાણુ અંતરથી, દુઃખની ભ્રાન્તિ હરો. હરિહર૦૩
બહાર ભીતર ચિર નિરંતર, સુખની શાકર કરો. હરિહર૦૪
આજકાલને ચિરકાલ માટે, સુખનું મીન કરો. હરિહર૦૫
સ્વપ્નામાં પણ દુઃખ ન ભાસે, સુખનાં શ્વાસ સરો. હરિહર૦૬
પાપતાપ સંતાપહરિને, મારા માથે ધરો. (પણ) હરિહર૦૭

સહુને સંપૂર્ણ સુખીયાં કરીને, પછીથી મુજને કરો. હરિહર૦૮
વિરૂદ્ધબળ સહુ અનુકુળ કરીને, સુખસાધક કરો. હરિહર૦૯
કુસુમપ્રિયતમ વિઠ્ઠલવરહર, આ આશા સફળ કરો. હરિહર૦૧૦

(૫૮)

[ રાગ હીંચને ઢાળે. ]

મારે હર હર હરનાથ છે,
બહાર ભીતર ચિરનિરંતર, હરહર હરનાથ છે. ટેક
જ્ઞાનેહર ધ્યાનેહર ગાનેહર હરનાથ છે,
સ્મરણેહર ભજનેહર, પ્રાણેહર હરનાથ છે. મારે ૧
માથેહર–આંખેહર–કાનેહર; હોઠેહર;
જીભેહર કંઠેહર હૃદયેહર હરનાથ છે. મારે૦૨
ચિતેહર મનેહર અંતરેહર હરનાથ છે;
અંગેહર પ્રત્યંગેહર, મારે, રોમેરોમે કોટીક હર છે. મારે૦૩
શયનેહર સ્વપ્નેહર જાગૃતનયનેહર છે,
મતીયેહર ગતિયેહર સ્મૃતિયેહર હરનાથ છે. મારે૦ ૪
સાધન દુર્લભ કુસુમવલ્લભ, સ્હજ સુલભહર છે;
રસેશ્વરહર રાસેશ્વરહર પ્રેમેશ્વર હરનાથ છે. મારે૦ ૫
વિશ્વ વિરાટ આ પ્રેમી યુગલ તે;
હરકુસુમ નામે પ્રગટ છે, વિઠ્ઠલવર હરકુસુમચરણે,
વિનય ને નિતનિકટ છે. મારે૦ ૬

——o——

# કુસુમ હરનાથના ગુણ કેવા છે ?

[ ત્રિદેવ દુર્લભ-ત્રિભુવનવલ્લભ—એ રાગ ]

(૫૯)

પ્રેમ શ્લોક આ પ્રેમી યુગલ છે, પ્રેમદાનનાં દેનારાં;
ભાવમય ભારવાહક આ છે, ત્રિતાપ ભય શિર લેનારા. ટેક
કરૂણામય કંગાલ એજ છે, વિસમ વિષય વિષ હરનારાં;
શુષ્ક જડવત વજ્ર પથ્થરમાં, રસચેતનને ભરતારાં. પ્રેમ૦ ૧
ભાવનિધિ ભીક્ષુક છે મોટા, ભાવ ભક્તિ ઉર ભરનારાં;
ઘૃણિત નિંદિત ને મહાદોષીતને, સ્નેહે ખોળે ધરનારાં. પ્રેમ૦ ૨
પરમ દયામય દરિદ્ર આ છે, દુઃખ દરદને દમનારો;
સુખ શાન્તિ સંતોષ આપીને, ઘટ ઘટમાં ચિર રમનારો. પ્રેમ૦ ૩
સાધનહિન અપ્રતિમ દયાળુ, જન્મમરણ ભય હરનારો;
ત્રિભુવનવલ્લભ વિશ્વવેઠીયો, નિત્યાનંદ રૂપ ધરનારો. પ્રેમ૦ ૪
સુભાષિત થાઓ પ્રભુગુણ ગાઓ, હૈયા હોઠથી એક થાઓ;
કુસુમનાથ હરનાથ કહે છે, વિનય આચારે ઉતરાવો. પ્રેમ૦ ૫

## કુસુમનાથનાં ભકતની ટેક.

[ રાગ—ઉપરનો ]

(૬૦)

તુંહી જીવનમમ, તુંહી પ્રાણમમ,
તુંહી કુસુમવલ્લભ છે મ્હારો રે;
તુંહી રૂપ ગુણ-તુંહી બુદ્ધિબળ,
તુંહી જગવલ્લભ છે પ્યારો રે. ટેક

તુજ વિના બીજું જોવાયે તો,
વિનય આંખડી ફુટી જજો;
તુજ વિના બીજું બોલાયે તો,
વિનય જીભડી તુટી જજો. તુંહી૦ ૧

તુજ વિના ચિતમાં ચિંતવાયે તો,
ચિતડું મારૂં ચોળાય જજો;
તુજ વિના દિલ બીજે દોરાયે તો,
વિનય દિલડું દળાય જજો. તુંહી૦ ૨

તુજ વિના બીજું લખાયે તો,
કાંડા મારાં કપાય જજો;
તુજ વિના બીજું આલેખાય તો,
કલમ પીંછી મોળાય જજો. તુંહી૦ ૩

તુજ ગાન વિના કંઇ સંભળાયે તો,
કાનમાં કીડા ભરાય જજો:

તુજ ધ્યાન વિના બીજું દરશાયે તો,
છાતી કરવતથી વેરાય જજો. તુંહી૦ ૪

તુજ વિના બીજે શીષ નમે તો,
શીર મારૂં છેદાય જજો;

તુજ નામ વિના મન અન્ય રટે તો,
મનડું મારૂં ભેદાય જજો. તુંહી. ૫

કુસુમવલ્લભ હરનાથ વિનાનું,
જગજીવને નહિ અન્ય હજો;

દરીદ્ર દીવાના વીનય પ્રાણમાં,
જીવને મરણે હર કુસુમ હજો. તુંહી. ૬

હર કુસુમ મળવા મુશ્કેલ છે.

(૬૧)

હર કુસુમ મળવા મુશ્કેલ, મનવા- હરકુસુમ મળવા મુસ્કેલ. ટેક

તુલસી યહ સંસારમેં સબી બાત હૈ સ્હેલ;
કામદહન મનવશ કરન, ગગન ચઢન મુશ્કેલ. ૧

કામદહન મનવશ કરન. ગગન ચઢન હૈ સ્હેલ,
વીનય કહે સુનલે સંત તુલસી, રામ મીલન મુશ્કેલ. ૨

મન મરે માયા મરે, વળી શરીર મરવું પણ સ્હેલ,
કબીર કહે છે સુણો ભાઈ સાધુ; આશા તૃષ્ણા મરવી મુશ્કેલ. ૩

મનમાયાને શરીર મરે છે, આશા તૃષ્ણા મરવી પણ સ્હેલ
વીનય કહે સુણો કબીર સાધુ, સાહેબ મળવા મુશ્કેલ. ૪
મીરાં આ સંસારમાં, બધી વાત છે સ્હેલ,
રહેણી કહેણી એક થવી, એ બંને વાત મુસ્કેલ. ૫
રહેણી કહેણી એક થવી, એ બંને વાત છે સ્હેલ;
વીનય કહે છે સુણો મીરાંબાઇ, ગીરધર મળવા મુશ્કેલ. ૬
શુર આ સંસારમાં, બધી વાત છે સ્હેલ,
મોહમાયા શંસયતણી, ગાંઠગળવી મુશ્કેલ. ૭
મોહમાયા શંસયતણી, ગાંઠગળવી છે સ્હેલ;
વીનય કહે સુણો સુરસાધુ, સ્યામ મળવા મુશ્કેલ. ૮
રામસ્યામને ગીરધર સાહેબ, એક નામની હેલ:
સાધન દુર્લભ કુસુમવલ્લભ; વીનયદાસીનાં છેલ. ૯

(૬૨)

હરકુસુમ મીલન મુશ્કેલ; હરકુસુમ નામ મુશ્કેલ;
વીનય હરકુસુમ મીલન૦ ટેક.

કામદહન મન વશ કરન. ગગન ચઢન હૈ સ્હેલ;
વિનય યહ સંસાર મેં, હરકુસુમ મીલન મુશ્કેલ. ૧

કામમનદહના ગગનપેંચઢના, હરકુસુમ મીલના હૈ સ્હેલ;
વીનય યહ સંસારમે, નામ રટના મુશ્કેલ.
વીનય હરકુસુમ નામ મુશ્કેલ ૨.

હરકામીલના નામકારટના, દોનો બાત હૈ સ્હેલ,
મનવચન અરૂલોચન મીલનસેં, હરકુસુમ લખન મુશ્કેલ. ૩
હરમીલેઅરૂ નામ રટે; કભી ત્રીપુટી મીલન હય સ્હેલ;
દ્રઢ ભરૂસો વીનય નામકો, રહેનો અતી મુશ્કેલ. ૪
હરમીલના નામરટના, હર લખન ભરૂસા સ્હેલ;
બીનયનીશ્ચે જાનીયો, હર ભકત સંગ મુશ્કેલ. ૫
હરકુસુમ મિલના ભકત સંગ મીલના હય સ્હેલ,
નામ સુભાષીત મૌનકી ટેક રહની મુસ્કેલ. ૬

[ હોરી ]

(૬૩)

અમારા કંગાલી વૃત આ, અમારા નીર્બલીયાં વૃત આ;
પાગલીયાં વૃત આ, અમારા અભાજનીયાં વૃતે આ. ટેક
અમો કંગાલ છીએ, વગી નિર્બલ. અભાજન ને વળી પાગલ;
જેવાં અમો તેવાં અમ વૃત છે, તેની નથી કંઇ નાં. અમારા. ૧
અલ્પ ભોજનને અનલ્પ ભજનનું, પહેલુ વૃત છે નરવું;
માન રહીને સ્મરણુ કરવું, બીજું વૃત એ ગરવું,
ધ્રૂવ વૃત આ બે નાના. અમારા કંગાલી વૃત આ. ૨
વદવું તો સુભાષીત વદવું, નહી તો નામજ રટવું;
સર્વ ગુણુ વીજયની દેવી જનની, ત્રીજા વૃતની બાધા;
રહો નહી જરીયે આઘા. અમારા કંગાલી વૃત આ. ૩

શબ્દે સ્વભાવે દીન અતી બનીને, સતત સ્મરણુ નીત કરવું,
ગૃહસ્થ સાધુનું ગૌરવ ભૂષણુ, યાવત હૃદયે ધરવું;
ચોથું વૃત ત્યાં પ્રભુવાસા. અમારા કંગાલી વૃત આ. ૪

જીવે કાર્યે ઘૃણા નહી કરવી. હૈયે હોઠે એક રહેવું;
જીવે દયાને નામે રૂચી રાખી, પંચમ વૃત એમ ધરવું;
કરો પ્રભુ પ્રેમ રસ પાના. અમારા કંગાલી વૃત આ. ૫

સાધન દુર્લભ કુસમ વલ્લભ, પ્રેમી યુગલ વીશ્વરાયા;
કંગાલનાં ઠાકુર બન્યાં અમકારણુ, ધરી માનવની કાયા;
શોભ્યાં વૃત આ છાનાં છાનાં. અમારા કંગાલી વૃત આ. ૬

દીન હીન વીનય દરીદ્ર દીવાનો, શરણુ સ્મરણુ અનુરાગે;
વીઠ્ઠલવર હર કુસુમ ચરણુમાં, દાસ કંગાલ સુહાગે;
માગે પંચ વૃતની ભીક્ષા. અમારા કંગાલી વૃત આ. ૭

(મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજો રે એ રાગે)

(૬૪)

આ છે પારસમણી રૂપ શ્યામ, જોડી નાં ખલકમાં રે. (૧) ધ્રુવ.

પારસને અંગ અડકી જાયે, લોહ દેહ તે સોનું થાયે;
વજ્ર દેહ દીવ્ય દેખાયે, પલટે પલકમાં રે. આ છે–૧

શ્યામ ચરણુની સેવા મારે, એ છે ભૂષણુ હાથનું ભારે;
પલમાં પાર ઉતારે, મોહન મલકમાં રે. આ છે- ૨

શ્યામ નામનું શ્રવણુજ કરવું, એજ ભૂષણુ કાને ધરવું;
બીજું બધું પરહરવું, હરીની હલકમાં રે. આ છે–૩

નયનનું ભૂષણુ રૂપ દર્શન છે, વદનનું ભૂષણુ નામ સ્મરણુ છે;
ચીરલાલ ચરણુ છે, ઉર ધ્રુવ અંકમાં રે. આ છે–૪

મધુર નામનાં દાનજ દે છે, ત્રીતાપ ભય એ ચીર હરે છે;
વીઠ્ઠલવર હર પ્રગટ છે, આ કલીકાલમાં રે. આ છે-૫

( ૬૫ )

હે નાથ ! જે જે ઘરે
તુજપવીત્ર ચરણુની રજ વેરાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ
શાન્તી પ્રેમમય શ્વાસો શ્વાસ ફેલાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ
કરૂણા દ્રષ્ટીની અમૃત વૃષ્ટી થાય છે,
તે તે ઘરે રાધે કૃષ્ણુ રાધે કૃષ્ણુની
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૧

હે નાથ ! જે જે ઘરે અભયપ્રદ તુજ
પ્રસાદ નીત્ય નીત્ય વેચાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ
મધુર વાણીની મીઠી ધ્વની સંભળાય છે
હે નાથ ! જે જે ઘરે તુજ
પદ્મ હસ્તેવાંચ્છીત ફલો અર્પાય છે,
તે તે ઘરે રાધે કૃષ્ણુ રાધે કૃષ્ણુની
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૨

હે નાથ ! જે જે ઘરે તુજ પ્રેમમૂર્તીની.
હૃદય સેવા સદા થાય છે,
હે નાથ ! જે જે ઘરે,
તુજ ઉપદેશામૃતથી ગુણગાન ગવાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ ચરણ કમલમાં,
ચીત્ત નીત્ય ધરાય છે,
તે તે ઘરે રાધે કૃષ્ણ રાધે કૃષ્ણની;
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૩
હે નાથ ! તુજ મંગલમૂર્તીનું
ધ્યાન નીત્ય ધરાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ ભકતોની,
ભાવના પૂર્ણ કરાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ નામની,
નીત્ય ધૂન થાય છે,
તે તે ઘરે રાધે કૃષ્ણ રાધે કૃષ્ણની;
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૪
હે નાથ ! જે જે ઘરે માતારૂપે
સ્ત્રી સન્માન થાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ નામનો,
અંતર જાપ જપાય છે,
હે નાથ ! જે જે ઘરે તુજ શકતીથી,
કૃષ્ણ ભાવ પ્રેમ જ્યોતી પ્રગટાય છે,

તે તે ઘરે રાધે કૃષ્ણ રાધે કૃષ્ણની
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૫

હે નાથ! જે જે ઘરે તુજ સ્મરણ
દર્શન વંદન પૂજન થાય છે;
હે નાથ! જે જે ઘરે તુજ રૂપ ગુણ
ભાવ ચરીત્ર ચીર ચર્ચાય છે,
હે નાથ! જે જે ઘરે તવ ચીત્રપટ
અક્ષર પટ નીત્ય પૂજાય છે,
તે તે ઘરે રાધે કૃષ્ણ રાધે કૃષ્ણની
યુગલ રસમૂર્તી રમતીજ જણાય છે. ૬

ભક્તમાળા ભેરવીની લ્હેર

( ૬૬ )

અમારે સાચું ધન ભકતજન (૨)
તનમન વચન અર્પણ કરીને, દીન થયાં છે એ ચરણ ધરીને;
માન ગુમાન નહી મન. અમારે સાચું ધન ભકતજન. ૧
જાગૃત નયને સ્વપ્ને શયને, સતત સ્મરણ ઇચ્છે જીવને મરણે.
લાગી છે નામસું લગન, અમારે સાચું ધન ભકતજન. ૨
શ્રી મદન વિઠ્ઠલ ઉર નૂર અનેરાં, યુગલ સ્વરૂપ રૂપ દેખાડે ઘણેરાં;
નિષ્કામ સેવામાં મગન, અમારે સાચું ધન ભકતજન. ૩
અટલ જ્યોતિ સુક સારી સુહાવે, શ્રી શ્રી હરનાથ કુસુમ કુંજ દીપાવે;
અભય પ્રેમદાતા નીતાઈ મહાજન, અમારે સાચું ધન ભકતજન. ૪

છોટમ કાશી હરી રસ પ્યાસી, હરી હરી હરી હરી ઉર વાસી;
ભકત ભગવાન મીલન, અમારે સાચુ ધન ભકતજન. ૫

આંસુ નારાયણુ ભકત સુધારક, અમૃત રસ બસ સર્વ તીર્થેશ્વર;
નીરવ સાધન ધન, અમારે સાચું ધન ભકતજન. ૬

મથુર માણેક હરીજન પ્રાણએક, મધુર ક્રીડાકર ઉર દ્રઢ ટેક;
પ્રેમી જનનું ગુપ્ત ધન, અમારે સાચું ધન ભકતજન. ૭

વીજયા ભાણુજી દીનતા ધારી. સુદામા પ્રીય એ રસીક વીહારી;
કદ મૂદ્રીકા કુંદન, અમારે સાચું ધન ભકતજન. ૮

ત્રીમલ ભગવાન ત્રીજ સખી શું નેહા કુસુમ સુગંધભીન અભીન્ન,દેહા;
ચારૂ શીલા લીલા પૂજન. અમારે સાચું ધન ભકતજન ૯

દ્વારકા માણેક હરી રસ પ્રાણએક, સંત સહાગી નીશ્ચલ નામ ટેક;
કૃષ્ણ કુંજનનાં કુંદન અમારે. સાચું ધન ભકતજન ૧૦

ગુલાબ જગમોહન કૃષ્ણામૂર્તી રાધે કુંજની સૂક્ષ્મ સ્ફુર્તી;
નાથ કંઠમણી વર ધન. અમારે સાચું ધન ભકતજન. ૧૧

પાર્વતી રણછોડ નીત્યાનંદ મોર. ભગવાન શાન્તા નારાયણ દ્રઢ દોર;
હરીં હરીં ભકતીમાં લીન; અમારે સાચું ધન ભક્તજન. ૧૨

શાકુંતલ નરોત્તમ ઉર આકાસે. શશી કલા જેમ દીવ્ય પ્રકાસે;
સ્મરણુ વંદન પૂજન, અમારે સાચું ધન ભકતજન. ૧૩

મણી આત્મારામ સેવા સ્મરણનામ, ભકત સુભાગી ચરણ કમલ ધામ;
ઝવેરી ભકતો સેવા ધન, અમારે સાચું ધન ભકતજન. ૧૪

ગુલાબ બાપુલાલ રામનામ લાલ, વેણી ફકીર ગુણી વીમલબાલ;
અમૃતલાલ રંકનું ધન, અમારે સાચું ધન ભકતજન. ૧૫

માધવ લીલા રસીક રસાલ, મધુર ભાવ ઉર હંસ ગોપાલ;
સંત કૃપાપાત્ર નીજ જન, અમારે સાચું ધન ભકતજન. ૧૬

કાકુલાલ બાલગોપાલ, ભકતી લતાનાં સહુ ફલપુલ ફાલ;
ઉપાસની અમી રાધે પ્રાણ, અમારે સાચુ ધન ભકતજન. ૧૭

જ્યોતીર્મય ગૌર માધવદાસા, લક્ષ્મી અભીન્ન પ્રગટ વીલાસા;
ત્રીભુવન વંશ હંશ હંસન, અમારે સાચું ધન ભકતજન. ૧૮

લક્ષ્મી તુલસી રામ સીતાજી, જ્ઞાન ગંભીરા ગુણ ગીતાજી;
મધુ સોહન જગમોહન, અમારે સાચું ધન ભકતજન. ૧૯

શ્રી અંબાનાથા હરિ રૂપ છાના, માણેક વિઠ્ઠલ નટવર નાના:
સંત ભકત દીવ્ય લોચન, અમારે સાચું ધન ભકતજન. ૨૦

દુર્ભાગી હું થયો સુભાગી, વિઠ્ઠલ હરિ શું પ્રીતડી જાગી;
વીનય દાસનુદાસ દાસન. અમારે સાચું ધન ભકતજન. ૨૧

હર હરી હરીજન માંહી, ભેદ નહી તલ ભાર;
અસત્ય તેમાં જરી નથી, એ સત્ય કહું નિર્ધાર.

વિશ્વપ્રેમ વિરાટ હર મૂર્તિનું દર્શન

[ પભાત-રાગ ]

(૬૭)

તે દીનનો વીશ્વાસ છે, મારા નાથ નગીનાં. ધ્રુવ
અનંત યુગોનાં મોંઘેરા મંત્રો, મોહન મોરલીમાં ગાઓ;
પ્રેમ અમૃત રેલ રેલાવા, જલ થલ દરશાવો. તે દીનનો, ૧

વીરાટ સ્વરૂપ ધરી વ્હાલમા. તત્વે તત્વે તાણ્યાતાને;
સત્વસત્તાનાં સામ્રાજ્યમાં, નાથ નીરખ્યા નીશાને. તે દીનનો ૨

બળતી ચીતામાં હોમીયાં, પુત્ર પુત્રીને દારા;
ખાખમાંથી સજીવન કીધાં, પૂર્ણ પ્રભુજી પ્યારા. તે દીનનો ૩

ઘોર ભયંકર ભય થકી, લીધાં અનેક ઉગારી;
દીનોની વ્હારે આવીયા, દીધાં પારે ઉતારી. તે દીનનો ૪

અખંડ રાસલીલા પ્રેમની, વિના મૂલ્યે બતાવો;
દામ ન લીયો એક દોકડો, કરૂણા સાગર સ્વામી કહાવો. તે દીનનો. ૫

પ્રગટ પ્રભુ હરનાથજી, ઘટ ઘટ પ્રગટ બોલે;
ગુપ્ત રહીને ગોપાલ એ, રસ ભીનો થઈ ડોલે. તે દીનનો. ૬

શ્યામ સુંદર વર સામળો, મોહન લીલા રસ મીઠો;
ગાળ મેણાં મુંગા રડી ખમ્યા, કાલીયા મર્દન રૂપે દીઠો. તે દીનનો ૭

ભકત મન ભાવતા રૂપ ધરો, કરો ગાંડી ઉજાણી;
અઘટીત ઘાટ ઘડી દીયો, ગોપાલ લાલ સેલાણી. તે દીનનો ૮

અભક્તાધિન ભકતની ભેળા, પલ પલ નાથ રહે છે;
નામ સ્મરણ ને દીનતા, બ્રિજ સખી પદ રજને ચહે છે. તે દીનનો ૯

ભયંકર તાને બિભિસ્તતાનાં, મહાસાગરની માંહ્ય;
અટલ જ્યોતિ હરનાથ નામે, સદા નિર્ભય રહેવાય. તે દીનનો ૧૦

—— —— o —— ——

[ રાગ—ત્રોટક ]

(૬૮)

કુસૂમ મધુમય હરનાથ મધુમય,
યુગલ મધુમય સ્વરૂપ મધુમય;
બહાર ભીતર ચીર નીરંતર,
કુસુમ મધુમય હર (નાથ) મધુમય. ટેક

ઉત્તમાંગ મધુમય, હૃદયાંગ મધુમય,
ચરણાંક મધુમય સર્વાંગ મધુમય;
નખશીખ મધુમય દીઠઅણદીઠ મધુમય,
કુસુમ મધુમય, હરનાથ મધુમય, ૧

વદન મધુમય, વચન મધુમય,
અધર મધુમય શ્રીધર મધુમય;
નયન મધુમય, કીકી મધુમય,
પંખભ્રમરમધુમય, કાજળ સીંદુર મધુમય. કુસુમ-૨

નાક મધુમય, દાંતે મધુમય,
વેસર મધુમય નકવેસર મધુમય;
ભાલ મધુમય બીંદીલાલ મધુમય,
મોતીલાલ મધુમય તારકહાર મધુમય. કુસુમ-૩

ગાલ મધુમય રંગ લાલ મધુમય,
ગાલ બીંદી મધુમય ગાલ હિંગોળ મધુમય,
ચિબૂક મધુમય કૃષ્ણ બિંદુ મધુમય,
ઢાળ ઢોળ મધુમય કર્ણ ઝુલ મધુમય. કુસુમ-૪

કર્ણ મધુમય કર્ણ કાંપ મધુમય,
કર્ણ ફૂલ મધુમય કર્ણ ઝુલ મધુમય. કુસુમ—૫

શીર લટ મધુમય, મૂગટ મધુમય,
સેંથી મધુમય કેશ પાંતી મધુમય. કુસુમ-૬

ચિરપટ મધુમય ઘટ ઘુંઘટ મધુમય,
રંગ સુરંગ મધુમય કોર ચમક મધુમય. કુસુમ—૭

વસન મધુમય ભૂષણ મધુમય,
ચલક મધુમય ઝલક મધુમય. કુસુમ—૮

શીરકેશ મધુમય, ફેણી બેશ મધુમય,
મોતી શ્રેણી મધુમય ફૂલવેણી મધુમય. કુસુમ—૯

પીત ઉર મધુમય, ઉરોજ મધુમય,
ચોલી મધુમય ગીરી શૃંગ મધુમય. કુસુમ-૧૦

કંઠ મધુમય કંઠહાર મધુમય,
હાર હલક મધુમય, મણી ચળક મધુમય. કુસુમ—૧૧

ઉદર મધુમય ત્રિવલી મધુમય,
નાભી મધુમય ત્રિક મધુમય. કુસુમ—૧૨

બાહુ મધુમય બાજુ બંધ મધુમય,
કંકણ મણીમય રત્ન પોંચી મધુમય. કુસુમ—૧૩

અંગુલી મધુમય વેઢ વીંટી મધુમય,
નખ રેખ મધુમય સુરેખ મધુમય. કુસુમ—૧૪

ખંભ મધુમય નિતંબ મધુમય,
પૃષ્ટ મધુમય કેશ ફેણુ મધુમય. કુસુમ-૧૫

કટી તટ મધુમય કટી અંક મધુમય. કુસુમ-૧૭

સુઘટ જંઘા મધુમય ઘુંટણ મધુમય,
પીંડી ઘૂંટી મધુમય પગપાની મધુમય. કુસુમ-૧૮

પગપાન મધુમય પગફૂલ મધુમય,
ઝાંઝર મધુમય પગતલ મધુમય. કુસુમ-૧૯

પગ અંગુલી મધુમય કડી ફૂલ મધુમય,
નખ રેખ મધુમય રંગલાલ મધુમય. કુસુમ-૨૦

ગમન મધુમય, રમણ મધુમય,
હેલા મધુમય લીલા મધુમય. કુસુમ-૨૧

ભાવ મધુમય, અનુરાગ મધુમય,
નવરાગ મધુમય ચિર સુહાગ મધુમય. કુસુમ-૨૨

ગંધ સુંગધ મધુમય રકતરાગ મધુમય
પૂષ્પ પરાગ મધુમય પૂષ્પમધુ મધુમય. કુસુમ-૨૩

મનમોદ મધુમય પ્રમોદ મધુમય.
હુલ્લાસ મધુમય વિલાસ મધુમય. કુસુમ-૨૪

શ્વાસ મધુમય ઉચ્છવાસ મધુમય,
રસના મધુમય પાનલાલી મધુમય. કુસુમ-૨૫

સ્નાન મધુમય મર્દન મધુમય,
પાન મધુમય ખાનપાન મધુમય. કુસુમ-૨૬

મૃદુ હાસ્ય મધુમય નેણ શેણ મધુમય.
કોકીલકંઠ મધુમય રાસ ગીત મધુમય. કુસુમ-૨૭

કુંજ નિકુંજ મધુમય એકાંત ગુંજ મધુમય.
નીર તીર મધુમય ધીર સમીર મધુમય. કુસુમ–૨૮

રજ રતિ મધુમય, ગજગતિ મધુમય,
સંકેત સ્થાન મધુમય ગર્વમાન મધુમય. કુસુમ–૨૯

શયન મધુમય કંદર્પ ઉધ્યન મધુમય,
અલસ મધુમય રતિ સુરતિ મધુમય. કુસુમ–૩૦

મીલન મધુમય વિરહ મધુમય,
ભાવ ભંગી મધુમય તરલ ત્રિભંગી મધુમય. કુસુમ–૩૧

સ્મરણ મધુમય દર્શન મધુમય,
સ્પર્શન મધુમય આકર્ષણ મધુમય. કુસુમ–૩૨

સુકસારી મધુમય, હરકુસુમ કુંજ વિહારી મધુમય, અલીકુલ મધુમય
—સખી વૃંદ મધુમય. કુસુમ ૩૩.

વૃન્દ્રાવન મધુમય વૃજવાસ મધુમય, પ્રેમ વિલાસ મધુમય.
—વિઠ્ઠલ હર આશ મધુમય, કુસુમ ૩૪,

દોહરો

આ રૂપ નીરખું શયને સ્વપ્ને, ચિર જીવને વાંચ્છુ એહ;
સર્વ રાધે રૂપ રાશી છે, ચીર રૂપ દર્શન છે એ;
વિઠ્ઠલ રાધા રૂપનું, દે છે ચિર વરદાન;
વિઠ્ઠલ વર હર ચરણમાં, કરૂં કોટી પ્રણામ.

——:૦:——

॥ શ્રી કુસુમ હરનાથ જયતિ ॥

## સાધન દુર્લભ-પ્રેમશ્લોક શ્રી હરનાથ ઠાકુરની

# ગુણમાળા

[ હરિને ભજે છે તેને, હરિ તો ભજે છે.—એ રાગ ]

——:o:——

ભજ મન ભજ મન — કુસુમ હરનાથ રે,
કુસુમ હરનાથ ભજ મન, કુસુમ હરનાથ રે;
કુસુમ હરનાથ ભજ મન, કુસુમ હરનાથ રે, ૧

દેવોને જે પ્રીય છે તે, , , ,
જીવોનું જે શ્રેય છે તે, , , , ૨

દેવોના જે શેવ્ય છે તે, , , ,
દેવોના જે દેવ છે તે, , , , ૩

સુંદર મધૂર છે તે, , , ,
પ્રેમ આકર્ષક છે તે, , , , ૪

અભેદ સમાન ભાવી, , , ,
પરિપુર્ણ પ્રેમ પ્રભાવી, , , , ૫

પ્રભૂ પ્રેમ દાયક છે તે, , , ,
યોગક્ષેમ વાહક છે તે, , , , ૬

પ્રભૂપ્રેમ પ્રચારક છે તે, , , ,
ભવસિંધુ તારક છે તે, , , , ૭

પ્રેમ ભક્તિ દાતા છે તે, , , ,
અયાચિત દાતા છે તે, , , , ૮

ભજનસાધન દાતા છે તે, , , ,
આત્મપ્રેમ દાન દાતા, , , , ૯

ચરણ શરણ દાતા છે તે, , , ,
નિત્ય અભય દાતા છે તે, , , , ૧૦

અકારણ કરૂણા કર્ત્તા, , , ,
પાપ પરિતાપ હર્ત્તા, , , , ૧૧

પ્રેમ તત્વમૂર્તિ છે તે, , , ,
વિશ્વપ્રાણ સ્ફૂર્તિ છે તે, , , , ૧૨

સર્વેશ્વર સાક્ષાત સ્વામી, , , ,
અનંતેશ્વર બહુ નામી. , , , ૧૩

હરિસુખ સંપતિ દાતા, , , ,
પ્રેમશ્લોક છે માતાપિતા, , , , ૧૪

ભાવભક્તિ દેનારા તે, , , ,
હરિપ્રેમ પાનારા તે, , , , ૧૫

ગૌરકૃષ્ણ સુંદર વર તે, કુસુમ હરનાથરે
ચિર સુંદર કુસુમ વર તે, , , , ૧૬

ભક્ત મન મોહન છે તે, , , ,
સંતઉર શોભન છે તે, , , , ૧૭

અંતર ભાવ પ્રેરક છે તે, , , ,
ચેતન પ્રાણ પ્રેરક છે તે, , , , ૧૮

નવરસ ધરનારા તે, , , ,
ધવલરૂપ ધરનારા તે, , , , ૧૯

| | | | | |
|---|---|---|---|---|
| યોગીમુનિ દુર્લભ છે તે, | , | , | , | |
| કલિકાલે સુલભ છે તે, | , | , | , | ૨૦ |
| અગમ્ય ભક્તિદાતા છે તે, | , | , | , | |
| સર્વાંશ ભક્તિ દાતા છે તે, | , | , | , | ૨૧ |
| ચિત્તપટ વિહારિ છે તે, | , | , | , | |
| નયન પથ વિહારી છે તે, | , | , | , | ૨૨ |
| ચિર શાશ્વ ધારી છે તે, | , | , | , | |
| જગ આનંદકારી છે તે, | , | , | , | ૨૩ |
| ભવસિંધુ તારક છે તે, | , | , | , | |
| ત્રિતાપ પાપ હારક છે તે, | , | , | , | ૨૪ |
| દિન હિનનાં ઉધ્ધારક તે, | , | , | , | |
| મદ મોહ મારક છે તે, | , | , | , | ૨૫ |
| અનાથનાં નાથ છે તે, | , | , | , | |
| નાસ્તિકોના નાથ છે તે, | , | , | , | ૨૬ |
| અભકતોના આનંદકારી, | , | , | , | |
| અસાધુનાં સુખકારી, | , | , | , | ૨૭ |
| અસ્તિત્વ દાતા ઇશ છે તે, | , | , | , | |
| સ્વાત્મ જ્ઞાન દાતા છે તે, | , | , | , | ૨૮ |
| વિષય વિષહારિ છે તે, | , | , | , | |
| મદ મોહ મર્દન કારી છે તે, | , | , | , | ૨૯ |
| પરદોષ હારી છે તે, | , | , | , | |
| કૃષ્ણકલંક ધારી છે તે, | , | , | , | ૩૦ |
| નિર્મળ કમળ લોચન છે તે, | , | , | , | |
| ભવદુઃખ મોચન છે તે, | , | , | , | ૩૧ |

કર્મ ચાંડાલના પ્રેમ દાતા, કુસુમ હરનાથરે;
અધમનાં સંગી ભ્રાતા, „ „ „ ૩૨

કંગાલના કરૂણામય તે, „ „ „
દિનોના જે દયામય તે, „ „ „ ૩૩

ભકિત ભાવમય હરિ છે તે, „ „ „
અતુલ શકિતમય હરિ છે તે, „ „ „ ૩૪

કલિકાલે પ્રેમ દેનારા, „ „ „
અધમને ખોળે લેનારા, „ „ „ ૩૫

વિશ્વ ઉદ્ધાર વિભુ છે તે, „ „ „
મધુમય મધુમય છે તે, „ „ „ ૩૬

મદન મોહન મૂર્તિ છે તે, „ „ „
ત્રિભુવન મોહન મૂર્તિ (છે તે), „ „ „ ૩૭

સમુજ્વલ સૂવર્ણ રંગી, „ „ „
નિત્ય નિરામય અસંગી, „ „ „ ૩૮

સર્વ સુખ શ્રી નિવાસ તે, „ „ „
સર્વાન્તર ચિદાભાસ તે, „ „ „ ૩૯

પ્રેમશ્લોક ચિર સ્મરણીય, „ „ „
ચિર સુંદર રમણીય તે, „ „ „ ૪૦

શણુગાર હાર રહિતા તે, „ „ „
પ્રેમ ગુણ હાર સહિતા, „ „ „ ૪૧

ત્રિભૂવન જન મન મોહન, „ „ „
યોગીજન મન લોભન શોભન, „ „ „ ૪૨

અનંત યુગ અવતારી તે, „ „ „
યુગે યુગે નવનામ રૂપધારી, „ „ „ ૪૩

નામ મહાત્મ્ય પ્રગટકર્ત્તા, , , ,
શુખદ શુભદ પ્રેમનિધિ ધર્ત્તા, , , , ૪૪

નિત્ય સુંદર રસીક ચંદ્ર તે, , , ,
નામ રૂપ સર્વ ભદ્ર તે, , , , ૪૫

સર્વાંગ ભકિત સુધા ધારી, , , ,
ચમત્કૃતિ મય લીલાધારી, , , , ૪૬

નામ રૂપ ગુણ દાતા તે, , , ,
ભાવને પ્રભાવ દાતા, , , , ૪૭

શરણાગત પાળક હરિ તે, કુસુમ હરનાથ રે;
આશ્રિતના રક્ષક હરિ તે, , , , ૪૮

ઘૃણિત નિંદિત દાસ વત્સલ, , , ,
ચિરવર દાયક નિશ્ચલ તે, , , , ૪૯

ભાવમય ભગવાન હરિ તે, , , ,
ભારવાહી ભવતારક હરિ તે, , , , ૫૦

જીવન વલ્લભ સાધન દુર્લભ, , , ,
કલિકાલે જે સહજ સુલભ તે, , , , ૫૧

ઘટઘટ રસરૂપ વિહારિ, , , ,
જલ થલ પ્રેમ ચેતન કારી, , , , ૫૨

રસ ચેતન પ્રેરક હરિ તે, , , ,
ચિર ચૈતન્ય ચંદ્ર હરિ તે, , , , ૫૩

સુખદ શુભદ ભંડારી તે, , , ,
સુખદ શુભદ દાતારી તે, , , , ૫૪

ગૌર ચૈતન્ય ચંદ્ર હરિ તે, , , ,
અનંત યુગ સાક્ષાત હરિ તે, , , , ૫૫

ભાવ ભકિત જનક હરિ તે, , , ,
ગુપ્ત હરિ દાનેશ્વરી તે, , , , ૫૬

અભાજનનાં ભાજન હરિ તે, , , ,
ઘૃણિત નિંદિતના રક્ષક હરિ તે, , , , ૫૭

માયા મોહ વિદારક હરિ તે, , , ,
ભવરોગ હારક તારક હરિ તે, , , , ૫૮

અધ્યાત્મ ધન્વન્તરી તે, , , ,
કૃષ્ણ કુંજ વિહારિ હરિ તે, , , , ૫૯

મહા દોષિત પાળક હરિ તે, , , ,
મહા અધમનાં આશ્રયકારી, , , , ૬૦

ભાવ ભકિત શકિત દાતા, , , ,
દિન દિન અધમને નિજ ગુણ દાતા, , , , ૬૧

ઘૃણિત નીંદિતને નીજજન કર્ત્તા, , , ,
દીન હીન પીડીતની પીડા હર્ત્તા, , , , ૬૨

જીવન વીશોધક બોધક હરી તે, , , ,
જ્ઞાન ચૈતન્ય અર્પક હરી તે, , , , ૬૩

નિત્ય ઉર વાસી હરિ તે, કુસુમ હરનાથ રે;
સર્વાન્તર વિહારી હરિ તે, , , , ૬૪

સર્વ ધર્મ વંદ્ય હરિ તે, , , ,
દુર્લભ તત્વ આદ્ય હરિ તે, , , , ૬૫

પ્રગટ પ્રેમ સ્વરૂપી હરિ તે, , , ,
દુર્લભ તત્વ પ્રકાશક હરિ તે, , , , ૬૬

પ્રાણી માત્રના સુખદ સાધન, , , ,
કલિપાવન અવતારી હરિ તે, , , , ૬૭

ઘટ ઘટ વ્યાપી ચેતન પ્રાણુ તે, , , ,
પ્રગટ પ્રેમ નિધાન હરિ તે, , , . ૬૮

જીવે કાર્યે અઘૃણા કર્તા, , , ,
જીવે કાર્યે કરૂણા કર્ત્તા, , , , ૬૯

કંગાલેના જે કલ્પતરૂ તે, , , ,
દિનતામય જે દયાલ હરિ તે, , , , ૭૦

પતિત જનોના પુનીત બંધુ તે, , , ,
પ્રેમ કરૂણા રસ સિંધુ તે, , , , ૭૧

કંગાલના કરૂણામય હરિ તે, , , ,
ભાવમય ભિખારી હરિ તે, , , , ૭૨

કુસુમ કાન્ત ગૌર હરિ તે, . , ,
અકારણ કરૂણા કર્ત્તા, , , , ૭૩

આત્માપ્રેમ દાન દાતા, , , ,
વિશ્વપ્રેમ તત્વ વિધાતા, , , , ૭૪

ચિર વંદનીય ચીરસુંદર તે, , , ,
ચિર પ્રણમીય ચીરસુંદર તે, , , , ૭૫

ચિર સ્મરણીય પ્રાણુસુંદર તે, , , ,
ચિર દર્શનીય હૃદયસુંદર તે, , , , ૭૬

ચિરસેવનીય ગૌર સુંદર તે, , , ,
ચિર શ્રવણીય શ્યામ સુંદર તે, , , , ૭૭

ચિર ચિંતનીય ચિત સુંદર તે, , , ,
ચિર અચિંત્ય અનુપ સુંદર તે, , , , ૭૮

સુખદ ધન્વન્તરી હરિ તે, , , ,
કરૂણામય હરિ કેશરી તે, , , , ૭૯

| | | | | |
|---|---|---|---|---|
| પૂર્ણ પ્રેમમય પરિબ્રહ્મ તે, | કુસુમ | હરનાથ | રે; | |
| જ્યોતિર્મય જ્યોતિ સ્વરૂપ તે, | , | , | , | ૮૦ |
| પ્રેમ પુરણ પુરૂસોતમ હરિ તે, | , | , | , | |
| નર નારાયણ નરોત્તમ હરિ તે, | , | , | , | ૮૧ |
| નિરાવરણીય ભક્તિ દાતા, | , | , | , | |
| નિત્ય નિર્વાણીય ભક્તિ દાતા, | , | , | , | ૮૨ |
| પરમ નામ સાધન દાતા, | , | , | , | |
| કૃષ્ણાકર્ષણી શક્તિદાતા, | , | , | , | ૮૩ |
| સ્વભાવ ગુણગોપન હરિ તે, | , | , | , | |
| કુતુહલ પરવશ પ્રેમ હરિ તે, | , | , | , | ૮૪ |
| અપૂર્વ ભાવતનુ ધરનારા તે, | , | , | , | |
| મધુર રસ રૂપ ધરનારા તે, | , | , | , | ૮૫ |
| વિશ્વ જન મન વિહારી તે, | , | , | , | |
| નરતનુ ધારી પ્રગટહરિ તે, | , | , | , | ૮૬ |
| મધુમય રસરાજ હરિ તે, | , | , | , | |
| ભક્ત ઉર રસ સંચારક તે, | , | , | , | ૮૭ |
| ભક્ત ઉરવાસી ચિર વિલાસી, | , | , | , | |
| ભક્ત હૃદય કમળ વિકાસી, | , | , | , | ૮૮ |
| અનુપમ રસરૂપ કાન્તિદાતા, | , | , | , | |
| અનુપમ રસરૂપ કાન્તિ કર્તા, | , | , | , | ૮૯ |
| અનંત અનાદી પ્રગટ હરિ તે, | , | , | , | |
| ભક્ત વીનોદી પ્રગટ હરિ તે, | , | , | , | ૯૦ |
| મધુરભાવી પ્રેમ ગુપ્તા તે, | , | , | , | |
| અસંખ્ય ગુણ ઐશ્વર્ય યુક્તા તે, | , | , | , | ૯૧ |

| | | | | |
|---|---|---|---|---|
| સાધન અસાધ્ય દેવારાધ્ય, | , | , | , | |
| અગમ અગોચર નિત્યઅબાધ્ય, | : | , | , | ૯૨ |
| જગ જન લોચન ગોચન હરી તે, | , | , | , | |
| ભવ દુઃખ મોચન કમલ લોચન તે, | , | , | , | ૯૩ |
| કલીવશ માનવ ઊદ્ધારક તે, | , | , | , | |
| માતૃભક્તિ પ્રચારક હરિ તે, | , | , | , | ૯૪ |
| મહિમામય મહિ કર્ત્તા તે, | , | , | , | |
| ભારતિ ભૂવન પાવન કર્ત્તા, | , | , | , | ૯૫ |
| ગૃહસ્થ વેશી ત્રિભુવન વંદ્ય, | કુસુમ | હરનાથ | રે; | |
| નિત્ય સ્તુત્ય નિત્ય અનિંદ્ય, | , | , | , | ૯૬ |
| પ્રેમ તત્વજ્ઞ રસ સર્વજ્ઞ, | , | , | , | |
| સતત ભાવ શ્રવી પ્રેમ ધર્મજ્ઞ, | , | , | , | ૯૭ |
| નિરરવ પ્રેમી પ્રેમ ગુરૂ તે, | , | , | , | |
| હૃદય સુંદર હરિ મૂર્તિ તે, | , | , | , | ૯૮ |
| પ્રેમભાવ ઉલ્લાસિત હરિ તે, | , | , | , | |
| નિરાવર્ણીય અબાધિત હરિ તે, | , | , | , | ૯૯ |
| મધૂર રસામૃતામ્બોધી તે, | , | , | , | |
| પ્રગટ હરિ એ પ્રેમ પ્રબોધી, | , | , | , | ૧૦૦ |
| જગ જન લોચન મન શોધકતે, | , | , | , | |
| રાધા નામ મહાત્મ્ય પ્રકાશક, | , | , | , | ૧૦૧ |
| કરૂણામય દયામય હરિ તે, | , | , | , | |
| દિનતામય કરૂણામય હરિ તે, | , | | , | ૧૦૨ |
| કલિ પાવન નામ રૂપ દાતા, | , | , | , | |
| પૂરણ પ્રેમ પરિચય દાતા, | , | , | , | ૧૦૩ |

સર્વ તિર્થેશ્વર પુનિત હરિ તે, , , ,
સ્મરણ માત્રે સ્ફુરિત ધ્વનિત, , , , ૧૦૪

સર્વાન્તર ભાવ ગ્રાહક તે, , , ,
દિનતા દાતા સદૈવ સહાયક, , , , ૧૦૫

સહજ મધુર જે પ્રેમ દાનો તે, , , ,
કૃપા કટાક્ષે શરણ દાતા તે, , , , ૧૦૬

કલિપાવન અવતારી તે. , , ,
કલ્યાણ રાશી વિસ્તારી તે, , , , ૧૦૭

મધુમય અમૃતધર મૃદુરાસી, , , ,
મધુમય ઉપદેશક રસ રાશી, , , , ૧૦૮

ચરણે શરણે અભય વરદાતા, , , ,
ચિર સુંદર વર ચિર પ્રેમદાતા, , , , ૧૦૯
પ્રેમદાતારી અભેદધારી, , , ,
ત્રિદેવ વંદ્ય દેવાચાર્ય, , , , ૧૧૦
વિશ્વપ્રાણ ને વિશ્વનાથ તે, , , ,
યોગીનાથ ને જગન્નાથ તે, , , , ૧૧૧
દીન દુઃખીનાં કલ્પતરૂ તે કુસુમ હરનાથ રેઃ
આદિ ગુરૂને જગતગુરૂ તે, , , , ૧૧૨

કરૂણા લોચન ગુણસાગર તે, , , ,
નવનટવર હર નટનાગર તે , , , ૧૧૩
શાંત અનાદી અવર્ણીય તે, , , ,
સાધન દુર્લભ અધર્ણીય તે, , , , ૧૧૪

કંગાલના કૃપા મય હરિ તે, , , ,
રસહીન દિનનાં રસમય હરિ તે, , , , ૧૧૫

નિર્બલ જનનાં મહાબળવીર તે, , , ,
ભવ દુર્બલના ભવ સબલ તે, , , , ૧૧૬

સાધનહીનનાં સબળ સાધન તે, , , ,
ધન હીન દીનનાં ધન નીધાન તે, , , , ૧૧૭

ભકિત રસામૃત સીંધુ હરી તે, , , ,
પતીત બંધુ દીન બંધુ તે, , , , ૧૧૮

દુર્લભ ભકિત રત્ન દાતા તે, , , ,
દુર્મીલ ભકિત રત્ન પ્રદાતા, , , , ૧૧૯

પ્રેમ શ્લોક રસમય હરી તે, , , ,
ભાવમય ભગવાન ભીખારી, , , , ૧૨૦

કરૂણામય કંગાલ હરી તે, , , ,
અદીનતામય દરીદ્ર હરી તે, , , , ૧૨૧

મધૂર મોહક ભાવ માદક તે, , , ,
ચીર મધૂર રસપાનક નાયક તે, , , , ૧૨૨

ભકત વૃંદના આનંદ કંદ તે, , , ,
સુધા વદન ભકત મનમોહન. , , , ૧૨૩

દ્વંદ ફંદ છેદક અદ્વંદ તે, , , ,
અગમ્ય રમ્ય ભકતાનંદ ધન, , , , ૧૨૪

કંદર્પ દર્પહારી અદોષદર્શી, , , ,
રસમય સ્ફુર્તિ મધુમય મુર્તી, , , , ૧૨૫

પ્રેમદાતારી અધમ ઉધ્ધારી, . . ,
કલીપાવન નામ બીરૂદ ધારી, , , , ૧૨૬

સર્વ જગનાં આનંદ રૂપ તે, , , ,
સર્વ જગના મંગલ રૂપ તે; , , , ૧૨૭

| | | | | |
|---|---|---|---|---|
| પ્રેમભકિત રત્નાકર હરી તે, | , | , | , | |
| પ્રેમપુનીત નામ સુધારક | , | , | , | ૧૨૮ |
| જગ જીવ જીવન વલ્લભ હરિ તે, | કુસુમ | હરનાથ | રે; | |
| ત્રિકાલ સાધન દુર્લભ હરિ તે, | , | , | , | ૧૨૯ |
| કલીયુગ માનવ કંઠ ભૂષણ તે, | , | , | , | |
| કલીમાનવ ઉર વિભૂષણ તે, | , | , | , | ૧૩૦ |

સાધનદુર્લભ–પ્રેમશ્લોક શ્રી હરનાથ ઠાકુરની ગુણમાળા સમાપ્ત.

—:(x):—

પ્રિયવાચક!

ઘુવડનાં મુખથી સુર્યસ્તોત્ર ગવાય–સિંહ મુખથી અહિંસક ઉપદેશ અપાય–ગટર જંતુનાં મુખથી ગંગાસ્તોત્ર ગવાય કે મેંડક મુખથી મહાસાગરનું મહીમન ગવાય, તો તેને જેમ કોઇ મનુષ્ય સત્ય–પ્રમાણ ભુત માને નહી પણ હાંસીપાત્ર ગણી હસી કાઢે છે તેમ આ 'ગુણમાળા' પણ મારા જેવા ઘુવડનાં મુખથી ગવાય છે માટે કૃપા કરી હસી કાઢશો નહી પણ તે પ્રેમ શ્લોક હરનાથ પ્રભુની પ્રેમકૃપાની અઘટીત ઘટનાની જીવંત ચમત્કૃત્તિ રૂપ છે એમ તમો નિત્ય પાઠ કરશો તો અનુભવ કરી શકશો.

ઘુવડવંશી–વિનય

SONAMUKHI

To,

# ALL MY MOST DEAR FATHERS & MOTHERS ALL OVER INDIA & ELSEWHERE.

A great storm is raging in heart to-day. Innumerable thoughts arise in a second in a mad man's mind and disappear the next moment in the boundless ocean. I have not known nor do I know of any power by which these thoughts can be expressed either in writing or by speech.

Listen to a secret. I have nothing to hide, to keep back I shall give out everything. When I have allowed myself to be bound, then where lies the necessity of strings etc ? when you have once caught hold of me, keep holding on, remembering this to be the play of the Lord.

This objective universe is my stage to play upon. From the beginning of time have I come to play on this stage. But how much "Hide and seek" still ! My life is but a riddle.

Now-a-days my mind and along with it my body have gradually become tired. I do not know for how long such condition will prevail. I cannot bear, any more, these fetters on four sides. The play has now become old; I do not find any pleasure

therein. Now I have to be ready for a new play in a new country. If I remain, it is good and if I go, then there is no harm. Would that I become yours and you become mine in every life.

The spiritual world to-day is sinking into deep darkness, Therefore it is that even greatly wise men seeing a false light, but thinking to be the real light, run after it in the expectation of getting the peace. Subsequently disillusioned they fall into double darkness and misery. Therefore it is but meet that you should always remain careful.

When you are my own do not think of my coming and going away. Where does the question of my appearance and disappearance come in ? Can you say in respect of a magician that he really disappears, when in the presence of hundreds of spectators, he jumps into the sea and makes himself invisible by throwing dust in their eyes ? He is, as a matter of fact, all along amongst the spectators, but nobody makes it out, As well, do you know about my appearances and disapperances. Is this a great wonder ? Yet this simple matter has come to be an unsolved riddle to the learned.

Further a player, who has thrice to appear on the stage and act in one particular play, can never after his first or second appearance totally disappear

and leave the play. He only changes his dress and remains sitting amongst all and no sooner the time comes than he again puts on the proper dress and continues playing his part. The actor by changing his dress can remain amongst the spectators unrecognised by them, but he cannot go out of the sight of the other members of the theatrical company. In whatever dress he may be dressed, they all recognise him atonce. Therefore do I say that they do not belong to the inner circle, who set their minds a-thinking about such disappearances.

You are my own: therefore you have no reasons to be anxious. You remain in happiness: whilst seeing this I would go away.

You mine, each one of you is my living report. Therefore do I desire, you become totally pure.

Leaving your own husband do not go to serve another. His love will be of the eyes only, not of the heart. His love will be for two days' only. Therefore do I say that for two days' love do no waste your life's happiness. Remain the most beloved of the husband.

Go on playing your part with what remains. Such is my final wish.

**Your affectly**
**Hara.**

# રોગ હજાર ને ઔષધ એક.

## તદન ખોટી જાહેર ખબર

**" ધોળું એટલું દુધ-પીળું એટલું સોનું અને મીઠું એટલું મધ હોતું નથી "**

પણ તેની જાતે પરિક્ષા કરવાથી સાચું-ખોટું જાણી શકાય છે સહુ કોઇ જાણે છે કે: **"ઇલમને વિલંબ નહિ—અને કીમીયાને આગ નહિ" તેમ અમોને મળેલ આ " એક ઔષધ "** ઇલમ-જાદુ કે મંત્રશકિતની પેઠે હજાર રોગને હણી નાંખે છે અને કીમીયાની પેઠે કે પારસમણીની પેઠે કાયાનો પલટો કરી નાંખે છે; એટલે કે નિરોગી જુવાન જેવી લાંબી જીંદગી સુખે ભોગવી શકાય છે. એટલુંજ નહિ પણ નિયમ પ્રમાણે આ ' એક ઔષધ 'નો ઉપયોગ કરવામાં આવે તો વૃત્તિ-કૃત્તિ અને આકૃત્તિનો પણ પલટો થઇ જાય છે. અમો વીસ વરસથી અમારી જાત માટે આ ' એક ઔષધ ' નો ઉપયોગ કરીયે છીયે. જેનાંથી અમોને દૈવી ફાયદાઓ થયા છે તેમજ બીજા હજારો દરદીઓને ચોકસ ફાયદો થયો છે અને સુખી નિરોગી જીંદગી ભોગવે છે.

જો તમોને આત્મવિશ્વાસ થતો હોય તોજ આ ' રોગ હજાર ને 'ઔષધ એક' ની જાહેર ખબર સાચી છે નહિં તો તદન ખોટી જાહેરાત છે. જેમ સાકરનો કડવો મીઠો સ્વાદ જીભ જાણી બોલી શકે છે તેમ અમારી જાહેરાતનાં સાચા ખોટાનો જવાબ વાંચનારનો આત્માજ આપી શકે છે. જો તમારો આત્મા બોલે તો ' એક ઔષધ ' મંગાવી તમો તનમનનાં રોગથી અને સાથે સાથે જન્મ મરણનાં રોગથી મુકત થાઓ !!

**રોગની હકીકત લખવાનું ભુલશો નહિ.**

**' એક ઔષધ ' ની કીંમત રૂપીયો એક.**